# સત્યતાની મોટી ફતેહ!



## વાપરો!

## ફેરી હેર ઓઇલ.




આ તેલ ખાસ ઠંડા ફુલોના અરકમાંથી બનાવેલું હોવાથી અને સ્પીરીટ જેવી કાંઈ પણ મેળવણી એમાં નહીં હોવાથી લેખકો, વાચકો, અભ્યાસીઓ અને જે લોકોને કામ ધંધાના સબબે હમેશાં મગજમારી કરવાની હોય છે એવાઓને આ તેલનો નીયમીત ઉપયોગ કરવાથી એક આશીર્વાદ રૂપ છે કારણ એનાથી મગજને તરત ઠંડક મળે છે અને ખુશબોથી જીવને આનંદ થાય છે એ શીવાય એમાં એવો ખાસ ગુણ છે કે આ તેલ ચહેરાપર ઘસવાથી ખીલ વીગેરે અડચણો દુર કરી ચામડી સુંવાળી અને નોબચમાન બનાવે છે

જેઓ વધુ વખત નકલી તેલમાં રોકટ પૈસા ગુમાવવા નહીં માગતા હોય તેઓને ફેરી હેર ઓઇલ એક વખત અનુભવ લેવા વીનતી કરવામાં આવે છે

**એકલા માલેક—એન્કર બ્રધર્સ.**

**ચાહ, કાફી, પરફ્યુમરી. તૈયાર બમીસ, ગ્લાસવેર અને ફેન્સી સામાનના વેપારી.**

નંબર ૫૦૧૯ જનુ દરવાજા—અમદાવાદ.

# સ્વદેશી માલની ફતેહ થઇ ચુકી છે.









અમો હેમ્પસુઝ કેંતાનના બુટ સારા સુશોભીત અને ટકાઉ વીલાયતીને ટક્કર મારે તેવા બનાવીએ છીએ ભાવ ઘણાજ કીફાયત ગણ્યા છે બહારગામના ઓર્ડરપર પુન્તુ ધ્યાન આપવામા આવે છે. વહેપારીઓને એકદમ સસ્તા પડતા ભાવ ની- રાખેલી છે ત્યાંટ, તમાકુ તથા નાખવાના સુગંધીદાર ઇનલીશ અણુ જાહેજ ટેરાનુ, નાગગીન સંગે

## નાનાલાલ જગજીવનદાસની કું.

ફેક્ટરીએટ પાંજરાપોળ.

ઓફીસ રીચીરોડ.

અમદાવાદ.

# ચસમા ખરા પેબલના



# ચસમા

**રતીલાલ પ્રેમચંદ એન્ડ બ્રધર્સ.**

**ખાસ** વીલાયતથી મગાવેલા ખરા પેબલના ચસમા અમારે ત્યાથી ઘણાજ ઓછા ભાવથી મળશે અમારે ત્યા દાક્તરી ચસમાની પેટીમાથી આખ તપાસી ચસમાનો નબર મફત કાઢી આપવામા આવે છે ચસમાના ઘરો, કમાનો, તથા ફ્રેમો રોલ્ડ ગોલ્ડ વીગેરે દરેક જાતની ફ્રેમો ઓછામાઓછા ભાવથી મળશે.

**ચસમા**ની ફ્રેમોનું તથા સાઇડોનુ રીપેર કામ ઘણુજ ઓછા ભાવથી કરી આપવામા આવે છે આ શીવાય મોતીઆના ચસમા પણ અમારે ત્યા ઘણાજ કીફાયત ભાવથી મળશે અમારે ત્યાથી લીધેલા ચસમા વરસ એક પછી નબર ફેરફાર કરવા હોય તો ફકત રૂપૈઓ એક લઇ કાચ બદલી આપવામા આવશે ખાસ જૈન સાધુ અને સાધ્વીઓને માટે વગર નફાથી આપવામા આવશે.

**અ**મારે ત્યાથી દરેક જાતની ઇંગ્લીશ દવાઓ, ગાળ, કાફી બીશકીટ, ગ્લાસવેર, ઇનામલવેર ક્રોકરીવેર, ફેન્સી સામાન, ઇગ્લીસ સીગાર, સીગારે દવાખાનાના સ્ટેશનરી દરેક જાતના મુરબ્બાઓ માથામા ના આવે છે તે ફક્ત તેલો જેવા કે ( આમલાનું, હીનાનું, માગરસફીયાથી બનાવેલીનુ ) ઉચી જાતનુ ગુલાબજળ ઉચા અતરો, અરકો, ઇસેન્સો, સરબતો, દાતના મજનો વીગેરે સામાન ઘણાજ ઓછા ભાવથી મળશે

**પ્રાઇમસ સ્ટવ** પણ અમારે ત્યાથી કીફાયત ભાવથી મળશે.

દરેક જાતના **કેરોસીન એંઇલ** અમારે ત્યાથી કીફાયત ભાવથી મળશે માટે એકવાર આવી ખાત્રીકરી જવા વીનતી છે.

**રતીલાલ પ્રેમચંદ એન્ડ બ્રધર્સ.**

**દુકાન નં. ૪૩૮૧ ત્રણ દરવાજા-અમદાવાદ.**

# અરે ! હું રહી ગયો તો ?

## અમુલ્ય અવસર હાથથી ગયો કે શું ?

માત્ર એકજ ટીકીટ ખરીદ કરવાથી સંગીત વાજીત્ર ગાઇડ નામનું પુસ્તક કે જેની અંદર દરેક જાતના વાજીંત્રો વગર શિક્ષકે શીખવાની ઉત્તમ સમજણ પાડેલી છે, તે મફત મળે છે. અને તે સાથે જાદુઇ વિદ્યાના એક ડઝન ખેલ શીખવાના છે, વળી પુસ્તકમાં આપણું નામ અગાઉથી ગ્રાહક થનારના લીસ્ટમાં જાહેર ખબર રૂપે પ્રસિદ્ધ થાય છે તો આવો અમુલ્ય અવસર હાથથી જવા કેમ દેવાય ? ચાલ ત્યારે ઘડીઆળ સામુ ન જોતાં ઝટ ટીકીટ ખરીદ કરી આવુ અને મીત્ર મંડળને એવો લાભ હાથથી ન જવા દેવાની ભલામણ કરતો જાઉં.

નિરૂત્સાહીને ઉત્સાહી બનાવનાર પ્રખ્યાત પ્રોફેસર મી. સુંદરલાલ ગીરધરલાલ કે જેઓની ઘણા વખતથી પાનકોરને નાકે વાજીંત્રશાળા હતી. હાલમાં ત્યાંથી બદલી પોતાના મકાનમાં આનંદભુવન થીએટર પાસે નવતાડમાં રાખેલી છે ત્યાંજ જઇને ટીકીટ ખરીદ કરી આવ... જાઉંજ ત્યારે આવી ઉમદા તક ગુમાવનાર-નરવરોને પાછળથી પસ્તાવા જેવું થશે માટે ચાલ ભાઇ પ્રોફેસર સાહેબની મુલાકાતથી વળી કાંઇ ગેપ લાભ થશે-ટીકીટના દર.

આર્ગેનાઇઝ્રા રૂ ૧-૮-૦

વર્ગ ૧ લો રૂ ૧-૦-૦ વર્ગ ૩ જો રૂ ૦-૮-૦

વર્ગ ૨ જો રૂ ૦-૧૨-૦ વર્ગ ૪ થો. રૂ ૦-૪-૦

આ પુસ્તકના જાહેર ખબર મુકવાનો લાભ મેળવનારે તકીદે ખબર આપવી

# દેશને ઉત્તેજન આપો

## એક વખત વાપરી બીજાને ભલામણ કરો.

# એ. એમ. એફની ટોનીક પીલ્સ.

પોતાના ઉત્તમ ગુણો માટે લાંબા સમયથી પ્રખ્યાત છે. ગમે તેવી પુરૂષાતન સક્તીનુ ઓછાપણુ ગુપ્ત ભાગોની નબળાઈ નામરદીની સુસતી સ્ત્રી પાસ જતાજ વીર્યનુ જવુ સ્ત્રી સેવનની અઈચ્છા તેમજ વીગેરે દરદોને દુર કરી પુરશાતન સક્તી અહતહદ આપે છે.

**એ. એમ એફની ટોનીક પીલ્સ**—આનંદનો ઝરો છે. સકતીનો સાચો મદદગાર છે. સુખનો સાચો સાથી છે વીર્યને લાંબો વખત ટકાવી રાખનાર અદભુત ચમત્કાર છે જો તમારે આનંદમા રહેવુ હોય ખરા જુસ્સાને અનુભવવો હોય અદભુત પુરશાતન શક્તી જોઈતી હોય તો આજ ટોનીક પીલ્સ અવશ્ય વાપરો. બા. ૧ ની કી રૂ ૧-૫-૦

## એ. એમ. એફનું લુતફે શબાબ.

પોતાની કુટેવથી ઈંદ્રીનુ પાતલી વાંકી સુસ્ત રહેવુ એવા અનેક ખરાબ દરદોથી નામરદ બની નીરાશ થઈ બેઠેલા દરદીના મનને આનંદ આપે છે જો તમોને તમારા મનની ઉદાસી દુર કરી મન આનંદમા રાખવુ હોય હમેશાને માટે એક મરદાની શક્તી જોઈતી હોય તો આજ લુતફે શબાબ અવશ્ય વાપરો

બાટલી ૧ ની કીમત રૂ. ૧-૫-૦

આ સાથે હમારી દુકાને દરેક દરદોના માટે સ્વદેશી વનસ્પતીમાંથી બનાવેલી રામબાણ દવાઓ તૈયાર મલશે એક વખત વાપરી ખાત્રી કરો અને બીજાને ભલામણ કરો

અડધા આનાની ટીકીટ મોકલેથી પ્રાઈસ લીસ્ટ મોકલવામા આવશે

**અબદુલઅલી મુલ્લા ફીદાહુસેન.**

ત્રણદરવાજા—અમદાવાદ

# ખાંસી, સ્વાસ, હાંસો, દમ તથા પુષ્ટીને માટે.

# KASHIKER'S MUSK PILLS.

## FOR

*Cough Asthma etc.*



## કાશીકરની

## કસ્તુરીની

## ગોળીઓ.

આ ગોળીઓ દીવસ ૧૫ ખાવાથી ઘણા વખતની જુની ખાંસી, સ્વાસ, દમ, હાંફણુ વીગેરે રોગોને જડ મુળથી નાબુદ કરી આરામ આપે છે. સ્વાસ તથા દમવાલા બીમારોને ઉંઘ લાવવામાં એકો છે હાંફણુ તથા દમ તાબડતોપ નરમ પાડે છે માટે હર વખત એ ગોળીઓ પાસે રાખવા લાયક છે બેઠેલો અવાજ, પડેલુ ગળુ, જરા વારમા સાફ કરે છે ગવૈયાઓ, ભાષણ કરનારાઓ બૅરીસ્ટરો, પાદરીઓ, શાહરો, ચતુરો તથા કસબીઓ જેઓને આખો દીવસ પોતાના મગજની ઘણી મેહનત આપી પોતાની તીક્ષ્ણ બુધીને તેમજ જ્ઞાનોને ક્ષીણતાએ પહોંચાડે છે તેઓના મગજ તથા જ્ઞાનોના દરેક તંતુઓને આ ગોળીઓ તેજ વાળી કરીને પણ સુધારે છે. નીર્બળોના પ્રકૃતીને એકદમ બંધ કરી વીર્યના રગોના પડદાઓ તથા બાવડાઓને મજબુત બનાવે છે બીજાઓની ગાફેલ નાદાની ગેરરીતી કરી પોતાના વખત પોતાને હાથે નહી કરતા એક વખત વાપર-

વાથીજ ખાત્રી થશે માટે ઉપરના રોગથી પીડીત દરદીઓને ખાસ અમારી ભલામણ છે કે એક વખત વાપરો અને ખાત્રી કરો વાપરવાની વીગત ડબી સાથે

આ ગોળીમા કાઇ પણ નુકશાનકારક ચીજ વાપરવામા આવી નથી. ફક્ત કાષ્ટાદી ઔષધોનો ઉપયોગ સરખો કરેલો છે.

ગરીબ કે જેઓ નીરાધાર છે તેઓને માટે મફત.

કીંમત ગોળી ૩૨ ની ડબીનો રૂ. ૧ પોસ્ટેજ જુદુ.

અમદાવાદ.
ઠેકાણુ ડોશીવાડાની પોળ
તબેલાની વાડ.

કસ્તુરીની ગોળી બનાવનાર
તથા વેચનાર.
મોતીલાલ દામોદરદાસ
કાશીકર.

---

# તીજોરીઓ.

અમારે ત્યાં લોખંડના અખંડ પ્લેટની તીજોરીઓ બનાવીએ છીએ જેવી કે ચાર ખુણાથી આઠ ખુણાથી બાર ખુણાથી વાળીને બનાવવામાં આવે છે તેમ ખાસ ફાયરપ્રુફ તથા વાપરવામાં ઘણી ટકાઊ ને મજબુત તીજોરીઓ અમારા કારખાનામાં થાય છે તો સદ્ગૃહસ્થોએ મેહેરબાની કરી અમારી દુકાનની મુલાકાત લેઇ તીજોરીના કામની ખાતરી કરશો.

મી. વલ્લભરામ હીરાચંદ.

પાનકોરનાકા-અમદાવાદ.

# THE

# CORONATION BADSHAHI DARBAR.

Compiled by

DAMODAR REVADAS

Author of 'Mahikantha Directory' 2 'Deshiraj's Karbhar &c. Chief Kamdar Rupal, Taluka Mahikantha.

First Edition

A. D. 1912.

AHMEDABAD.

Printed at the Laxmi Printing Press by Manilal Ugarchand.

Price Rs 1-0-0 Postage 0 2-0

To,

*Leuitenant*

*L. E. Lang,*

**Assistant Political Agent**

*MAHIKANTHA.*

For his impartial and even handed justice, and for his zeal in helping the Political Agent in looking after the real needs of the poor in the famine affected parts of the Mahikantha at the sacrifice of time and convenience and thus keeping up the traditions of his predecessors in office, of evencing a spirit of sympathy towards the people of Mahikantha, this book is by kind permission respectfully dedicated in commemoration of the most auspicious occasion of their Majesties Delhi Coronation, by his most obedient servant and an humble admirer, the Author.

ગુજરાત પુસ્તક પ્રસારક મંડળના મેમ્બરોને ૧૯૧૨ ની
પહેલી ભેટ.

# કોરોનેશન
# બાદશાહી દરબાર.

---

રચનાર.

## દામોદર રેવાદાસ.

મહીકાંઠા ડીરેક્ટરી તથા દેશી રાજ્યનો કારભાર
ઈત્યાદી પુસ્તકોનો કર્ત્તા. મુખ્ય કામદાર
તાલુકે રૂપાલ. મહીકાંઠા.

---

ગુજરાત પુસ્તક પ્રસારક મંડળ તરફથી
પા. ભીખાભાઈ છગનલાલ.
ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.
પ્રથમાવૃત્તિ.

---

અમદાવાદ.
ત્રણ દરવાજા આગળ બાલેકનની હવેલી પાને શ્રી લક્ષ્મી પ્રિન્ટિંગ
પ્રેસમાં મણીલાલ ડુંગરચંદે છાપ્યો.

---

સને ૧૯૧૨ સંવત ૧૯૬૮

---



---

કિંમત રૂ ૧-૦-૦ પોસ્ટેજ ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

મહીકાંઠાના મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ એજંટ લેફ્ટેનેન્ટ એલ. ઈ. લેંગ સાહેબ બહાદુરની સેવામાં.

આપ સાહેબ બહાદુરનો વિશુદ્ધ ન્યાય અને મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરના એક સમર્થ મદદગાર તરીકે હાલના દુષ્કાળના વખતમાં પીડાતા લોકોના સંકટનું જાતે નીરિક્ષણ કરી, તે નીવારણાર્થે તન મન ધનથી પ્રજાને મદદ કરવા માટે આપ સાહેબનો સ્તુતિપાત્ર પ્રયાસો પ્રજા પ્રત્યે આપ સાહેબ બહાદુરની પ્રથમના આસીસ્ટંટ સાહેબોની પેઠે બતાવવામાં આવતી રહેમદીલી વગેરે વગેરે આપ સાહેબ બહાદુરના અનેક સદ્ગુણોને લીધે નામદાર હિંદના શહેનશાહના દિલ્લી દરબારને-શાનના માંગલિક પ્રસંગની યાદગીરી નિમિત્તે આ પુસ્તક અર્પણ કરવા રજા લઉં છું.

આપ સાહેબનો નમ્ર સેવક.

ગ્રંથ કર્ત્તા.

# પ્રસ્તાવના.

૯ હજાર માઈલ જેટલે છેટેથી, મહાન રાજ્ય કારભાર એજ રહેલ અગવડો ઘડીભર બાજુએ મુકિ પોતાની વહાલી પુત્રવત્ પ્રજાની વચ્ચે, યુધિષ્ટિરે રાજ્ય કરેલ પૂર્વના હસ્તીનાપુર નગરમા, સમગ્ર ભૂમંડળને ચકિત કરનાર, ચાલુ સદીને દીપાવનાર, બ્રિટિસ શહેનશાહતની જાહોજલાલીને અધિક અધિક તેજસ્વી બનાવનાર, હિંદની દરેક વ્યક્તિના અંતઃકરણોને લોહચુંબકને વધુ જોરથી ઇંગ્લંડ પ્રત્યે અપૂર્વ ભ્રાતૃભાવથી આકર્ષણ કરનાર, નામદાર જ્યૉર્જ પંચમાનો પાટોત્સવ, ઇતિહાસના પાનામા તો નહિ, પરંતુ દરેક હિંદીના અંતઃકરણમા હમેશને માટે સુવર્ણાક્ષરે અંકિત થઈ ચૂક્યો છે.

દુનિયા રીના વગેરે જે પવિત્ર સાધવી બાનુઓનાં પ્રાતઃકાળમા નામસ્મરણ કરી પાવન થાયછે તેમાં વિજયી, દયાળુ અંતઃકરણના ભલી વિક્ટોરિયા માતાનો ઉમેરો ગઈ સદીએ કર્યો છે. તે ભલા હૃદયવાળા વિક્ટોરિયા માતાના પૌત્ર ભલા જ્યોર્જે પોતાના મન, વચન, કાયાથી હિંદની પ્રજાને પોતાના આવાગમનથી પ્રજા પ્રેમના અપૂર્વ ઉદ્ગારોથી અને પોતાના વિશુદ્ધ વર્તને જન્ય સ્તુતિપાત્ર કર્ત્તવ્ય કર્મોવડે દેખાડી આપ્યુ છે કે, ચિરસ્થાયી કિર્તિ ઉપાર્જન કરનાર રાજેન્દ્રો તે આવા હોય એવા એક મહાન પ્રભાવશાળી રાજાના આવાગમનના બનાવોથી ઇંગ્રેજી નહિં જાણનાર એવી પ્રજાને વાકેફ કરવાના શુભ કાર્યમાં રહેલ આનંદ મ્હને આજ પ્રાપ્ત થાય છે. પ્રિય પાઠક ગણ તમને તેથી વધુ આનંદની પ્રાપ્તિ હો

મુ. રૂપાલ-મહીકાંઠા
પોષ કૃષ્ણ ત્રતિયા રવીવાર
સંવત ૧૯૬૮

ગ્રંથ કર્ત્તા.

# અનુક્રમણિકા.




# બાદશાહી દરબાર.

## પ્રકરણ ૧ લું.

### દિલ્લીમાં દરબાર.



દિલ્હી શહેર પંજાબ પ્રાનમા જમના નદીના પશ્ચિમ કીનારાપર આવેલું છે. તે દિલ્હી વિભાગ જીલ્લા અને તેહસીલનું વડુ મથક છે એ શહેર કલકત્તાથી ૯૫૬ માઈલ અને મુબાઈથી ૯૮૨ માઈલ દુર છે. ને અમદાવાદથી ૫૩૯ માઈલ દુર છે એ પ્રખ્યાત શહેરની વસ્તી સને ૧૮૯૧ ના વસ્તીપત્રક મુજબ ૧૯૨૫૭૯, તથા સને ૧૯૦૧ ના વસ્તીપત્રક મુજબ ૨૦૮૫૭૫ અને સને ૧૯૧૧ ના વસ્તીપત્રક મુજબ ૨૩૨૮૫૯ માણસની ગણવામા આવી છે હિંદુસ્તાનના પુરાતની શહેરો પૈકીનુ વખાણવા લાગ

પ્રખ્યાતી પામેલું ખહોળી વસ્તીવાળું આ શહેર છે એને ફરતો મજબુત કિલ્લો આવેલો છે એ શહેરમાં મોટા બગીચા તથા વિશાળ ખુલ્લી જગ્યાઓ અને પહોળા રાજમાર્ગો આવેલા છે, ચંદની ચોકમાંથી નિકળતા બે રસ્તાઓ નજર પણ પહોંચે નહિ તેટલા લાંબા અને બેઉ બાજુએ બાંધેલાં સુંદર મકાનોથી મન પ્રસન્ન કરે તેવા છે.

હજારો તંબુઓ અને સંખ્યાબંધ ઝુપડાંઓને લીધે મોટા વિસ્તાર ઉપર પથરાયલું દિલ્હી ઘણુંક ગામડાના સમુદાય જેવું કે, છાવણીઓના નગર જેવું છે. દિલ્હી એક મહાન સમૃદ્ધિવાન શહેનશાહનું પાટનગર છે, અને યુરોપના રાજનગરો કરતા સુંદરતામાં જાય તેમ નથી. દિલ્હીના કારીગરો, બંદુકો, પિસ્તોલ અને દાગીના વગેરે એવી નાજુક કારીગરીથી બનાવે છે કે યુરોપનો શીક્ષણ પામેલો સોની પણ તેવી ચીજ બનાવી શકે કે કેમ? તેની શકા રહે છે. દિલ્હીના કિલ્લાનો દરવાજો બે ગંજાવર હાથી અને તેના ઉપરના જેમલ રાઠોડ જેવા વીર રજપુતોનાં પુતળાંથી દબદબા ભર્યો લાગે છે.

રાજમહેલનું વર્ણન કરતા કહેવુ જોઇએ કે યુરોપના રાજમહેલો કરતા તે જરા પણ ઉતરે તેવો નથી. ઓર વધારે જાહોઝલાલીવાળો અને સમૃદ્ધિવાન છે. દિવાને ખાસ ને દિવાને આમ જોનારને ચકિત કરી નાંખે એવા સુંદર અને રોનકદાર છે મહાન મોગ-

લના મયુરાસનનું મનોહર વર્ણન કરી બર્નિયરે તેની રૂ ૧૦, ૭૦૦,૦૦૦૦૦ કિમ્મત જણાવી છે મોગલ શહેનશાહતની જાહોઝલાલી અને શોભા અવર્ણનીય છે તેમ શહેનશાહાબાદ એક ઉત્તમ નગર અને ઉમદા મકાનો તથા મસજીદોવાળું દુનિયાના રાજનગરોમાં મોટું અને પ્રખ્યાત નગર છે.

કૌરવો સાથેની કુરૂક્ષેત્રની મહાન લડાઇ પછી યુધિષ્ઠિર રાજાનો ફરીને રાજ્યા ભિષેક હસ્તીનાપુરમાં થયો હતો. પ્રખ્યાત પૃથુરાજ ચોહાણે દિલ્લીને વધારે મજબુત કરવા અને મહમદ ઘોરીની સ્વારીઓ સામે બચાવ કરવાને શહેરના ફરતો બીજો કોટ બધાવ્યો હતો દિલ્લીની ગાદીએ પૃથુરાજ ચોહાણ પછી ૧૧૯૩ મા મહંમદ ઘોરીના માનીતા ગુલામ કુતુબુદ્દીને સુબા તરીકે એ શહેરનો કબજો લીધો હતો અને જ્યારે ઈ. સ ૧૨૦૬ મા ઘોરી મરણ પામ્યો ત્યારે "ગુલામ વંશ"ની સ્થાપના કરી ભરતખંડમા દિલ્લીનો પહેલ વહેલો સ્વતંત્ર બાદશાહ થયો અને તેના પછી અનુક્રમે દિલ્લીની ગાદીએ ઘણા નામાંકિત્ત બાદશાહો થઈ ગયા, પરંતુ કૌરવો સાથેની કુરૂક્ષેત્રની મહાન લડાઇ પછી યુધિષ્ઠિર રાજાનો ફરીને રાજ્યા ભિષેક હસ્તીનાપુરમાં થયો હતો. તે પછી હિંદુ કે મુસલમાન કોઇ બાદશાહના રાજ્યા ભિષેકનો ઉત્સવ ઉજવાયાની હકીકત ઇતિહાસના પાનાંઓ જણાવતા નથી

અર્વાચીન સમયે દિલ્હીમા ભરાયેલા દરબારમાં ઇ સ. ૧૮૭૭ નો પહેલો દરબાર છે નામદાર મર્હુમ મહારાણી શ્રી વિકટોરિયાયે કેસરેહિંદ પદ ધારણ કર્યું તે શુભ પ્રસગે લૉર્ડ લીટને તા. ૧-૧-૭૭ ના રોજ દરબાર ભર્યો હતો. ઇગ્રેજ સરકારના અમલ દરમિયાન એ દરબાર પહેલો હતો અને ઇગ્રેજ સરકારની રાજયધાની કલકતામા હતી એટલુંજ નહિં પણ રામની રાજધાની અયોધ્યા, નવનંદોની રાજધાની પટના, વિક્રમની રાજધાની ઉજ્જન, શાલીવાહનની રાજધાની પેઠણ, મરેઠાની રાજધાની કોલ્હાપુર અને પેશ્વાની રાજધાની પુના હોવા છતાં ગથમ પાંન્ડવોની અને પછી મોગલોની રાજધાની દિલ્હી શહેરમાં એ બાદશાહી દરબાર ભરવામાં આવ્યો હતો એ દિલ્હીની ચડતીના પ્રત્યક્ષ ચિન્હ દષ્ટિગોચર થાય છે.

નામદાર મર્હુમ મહારાણી શ્રી વિકટોરિયાના મરણ બાદ એમના પાટવી કુંવર નામદાર ગાતમા એડવર્ડના નામથી ગાદીએ આવ્યા એમના રાજ્યાભિષેકનો દરબાર હિંદુસ્તાનના વાઇસરોઇ અને ગવરનર જનરલ લૉર્ડ કર્ઝને તા. ૧ લી જાનેવારી સને ૧૯૦૩ ના રોજ મોટા ઠાઠમાઠથી દિલ્હી શહેરમા ભર્યો હતો. એ દરબારમા હિંદુસ્થાનના રાજકર્તાઓએ ઉમગથી આગેવાની ભર્યો ભાગ લીધો હતો તેમા વિશેષ આનંદ એ હતો કે આ શુભ

પ્રસંગે ઇંગ્લાંડથી નામદાર સાતમા એડવર્ડના ભાઈ નામદાર ડ્યુક ઓફ કોનાટ તથા એમનાં નામદાર પત્નીએ જાતે હાજરી આપી હતી. જેથી આનંદમાં વૃદ્ધિ થઇ હતી.

અમૃતના ઘુંટડા ઉપરાઉપરી પીધા છતાં જેમ તૃપ્તિ થાય નહિં તેમ બ્રિટિસ રાજ્ય દરમિયાન દિલ્હી શહેરમા બે દરબાર ભરાયા છતાં દિલ્લી શહેરને તૃપ્તિ થઇ નહિ તેથી પાંચમા જ્યોર્જના કોરોનેશનના બાદશાહી દરબારનું માન પણ દિલ્લી એજ લીધુ છે તા. ૧ લી જાનેવારી સને ૧૯૧૨ ના રોજ દિલ્લી શહેરમા બાદશાહી દરબાર ભરવામા આવશે એવી સત્તાવાર હકીકત બહાર આવી તેજ વેળા કલકત્તાની પ્રજાએ પોતાનો વાંધો જાહેરમા મુકયો હતો અને બ્રિટિસ સામ્રાજ્યનું પાય તખત હાલ કલકત્તા છે તેથી એ દરબાર દિલ્લીમાં નહિં ભરતા કલકત્તામા ભરવા માગણી કરવામાં આવી હતી, પરંતુ પ્રાચીનકાળથી હિંદના પાય તખ્ત તરીકે દિલ્લી શહેરમા બાદશાહી દરબાર ભરવાનો રવૈયો હોવાથી એ માન પણ દિલ્લી શહેરનેજ મળ્યુ હતુ એના માટે દિલ્લી શહેર જેટલું સગરૂર થાય એટલુ ઓછું છે.

દરબાર ભરવાની તા. ૧ લી જાનેવારી સને ૧૯૧૨ ની મુકરર થઇ હતી પરંતુ તે રોજ તાબુત ઠંડા કરવાનો દીવસ હોવાથી હૈદરાબાદના નહૂમ

નામદાર નવાબ સાહેબે દરબારની મુદત ફેરવવા માગણી કરી હતી જે ઉપરથી તા. ૧૨ મી ડીસેમ્બર સને ૧૯૧૧ ની મુદત નક્કી થઇ હતી અને તે મુજબ દિલ્હી શહેરમાં આ મહોત્સવ થયો છે. તેમાં દિલ્હીવાશીઓ અને હિંદની સમસ્ત પ્રજાને વધારે ખુશી થવાનું એ છે કે આ માગલિક મહોત્સવ પ્રસંગે ખુદ શહેનશાહ તથા શહેનશાહ રાણી મેરીએ પોતાના બાદશાહી કુટુંબ સાથે પોતે જાતે પધારી સમસ્ત હિંદી પ્રજાને દરશન આપ્યાં છે કે જે લાભ અગાઉ કોઇ વખતે મળ્યો નથી.





# પ્રકરણ ૨ જું.

## યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક.



પૂર્વ અને પશ્ચિમ બને દિશાઓમાં વસતી હરેક પ્રજામાં અમુક અમુક પ્રસંગે અમુક અમુક વિધિઓ કરવાનો એક જાતનો રિવાજ પડી ગયો છે તેમાં રાજ્યાભિષેકની વિધિ સર્વ માન્ય અને બહુ માન્ય ગણાય છે એટલુંજ નહિ પણ એ વિધિને પ્રજા ઉમંગથી વધાવી લે છે. આવી રાજ્યાભિષેકની વિધિનો પ્રચાર અનાદીકાળથી ચાલ્યો આવે છે તેથી આગાઉ થઇ ગયેલા રાજાઓના રાજ્યાભિષેક પૈકી ધ્યાન ખેંચનાર પ્રસિદ્ધ રાજ્યાભિષેક વિધિનું આ જગાએ ભાન કરાવવામા આવશે તો તે અસ્થાને નહિં ગણાય એમ સમજી હિંદુ અર્વાચીન રાજ્યાભિષેકની કેટલીક હકીકત આ નીચે આપવામાં આવીછે.

એમ જણાય છે કે હિંદુકાળ ગણત્રી પ્રમાણે યુધિષ્ઠિર રાજા દ્વાપરયુગના છેલ્લાના છેલ્લા સૈકામાં એટલે ૫૧૮૦ વર્ષ પૂર્વે થઇ ગયા હતા એમના રાજ્યાભિષેકની ક્રિયા ઇંદ્રપ્રસ્થ નામના રાજ્યમાં થઇ

હતી. એ સબંધી જાણુવાજોગ હકીકત નીચે મુજબ મળી આવે છે.

કુરૂક્ષેત્રમાં ચાલેલો મહાઘોર સંગ્રામ સમાપ્ત થયા પછી વિજયી ધર્મરાજા યુધિષ્ઠિરને અતિશય પશ્ચાત્તાપ થયો. તેમનુ કૃષ્ણુ, ભીમ, અર્જુન, નારદ, વ્યાસ બાદિએ હરેક પ્રકારે સાંત્વન કર્યું, અને આખરે શ્રી કૃષ્ણુના વચનોને માન આપી હસ્તિનાપુરમા પ્રવેશ કરવાનો વિચાર કરે છે, ત્યાથી અત્રે આપેલા પ્રસગનો આરંભ થાય છે.

યુધિષ્ઠિરનું કહેવું સાંભળીને મહાબાહુવાળા મહામતિમાન્ યદુશ્રેષ્ટ શ્રીકૃષ્ણુ, ચારે વર્ણના હિતની ઇચ્છાથી પુન: મહારાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.

"હે ઉત્તમ રાજા! હવે તમે શોકને માટે અતિ આગ્રહ કરવો છોડી દો અને ભગવાન્ વેદવ્યાસના કહેવા પ્રમાણે કરો. હે મહાબાહુ રાજા! વર્ષાઋતુમાં જેમ લોકો મેઘને સ્વામી માનીને તેની ઉપાસના કરે, તેમ મહા સામર્થ્યવાળા બ્રાહ્મણો તથા તમારા ભાઇઓ, તમને સ્વામી ગણીને તમારી સેવા કરી રહ્યા છે, તથા મરતા બાકી રહેલા રાજાઓ, એકઠા મળેલા ચારેય વર્ણના લોકો અને તમારો કુરૂ તથા જાંગલ દેશ ( ત્યાંની પ્રજા ) પણુ, તમારી સેવા માટે હાજર થયો છે. માટે હે શત્રુતાપન ! હે શત્રુહંતા ! અપાર તેજસ્વી એવા ગુરૂ વ્યાસની આજ્ઞાથી આ સર્વ લોકોનું, મહાત્મા બ્રાહ્મણોનું, અમમાદિ

સુહૃદોનું, દ્રૌપદીનું તથા દેશની પ્રજાનું પ્રિય અને હિત કરો”

એ પ્રમાણે શ્રીકૃષ્ણે કમળનયન એવા યુધિષ્ઠિર રાજાને વિનવ્યા, એટલે મોટા મનના યુધિષ્ઠિર રાજા સર્વ લોકોનું હિત કરવા માટે પોતાના આસન ઉપરથી ઉઠયા, શ્રીકૃષ્ણે પોતે, દ્વૈપાયન વ્યાસે, દેવસ્થાન ઋષિએ,! જિષ્ણુએ ( અર્જુને ) તથા બીજા પણ ઘણાઓએ, યુધિષ્ઠિર રાજાને સમજાવ્યા, એટલે મહાયશસ્વી એવા યુધિષ્ઠિર રાજાએ માનસિક દુઃખનો ને માનસિક સંતાપનો ત્યાગ કર્યો. ત્યાગ કરીને સર્વ વેદો, ઉપનિષદો, મીમાંસા તથા નીતિશાસ્ત્રમાં કુશળ એવા પાંડુપુત્ર યુધિષ્ઠિર, કર્તવ્યકર્મનો નિશ્ચય કરીને મનમા શાંતિ પામ્યા, અને નક્ષત્રોથી ચંદ્ર જેમ વિંટાયલો હોય તેમ વેદવ્યાસાદિક મુનિઓથી વિંટાયલા યુધિષ્ઠિર રાજા, ધૃતરાષ્ટ્રને પોતાની આગળ કરીને હસ્તિનાપુર પ્રતિ જવાને નિકળ્યા. નગરમા પ્રવેશ કરવાની ઈચ્છાવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાએ, ધર્મવેત્તા દેવોનું તથા હજારો બ્રાહ્મણોનું પૂજન કર્યું તે પછી બંદીજનોથી સ્તુતિ કરાતા રાજા યુધિષ્ઠિર, ચંદ્રદેવ જેમ અમૃતના રથમાં ચઢે તેમ બ્રાહ્મણોએ પવિત્ર મંત્રોથી પૂજેલા, સુંદર લક્ષણવાળા, શ્વેત રંગના સોળ બળદોથી જોડેલા અને કામળીના તથા મૃગચર્મના પડદાવાળા નવા ઝગઝગાટ પ્રકાશી રહેલા રથ ઉપર ચઢ્યા ( તેમાં

બેઠા ) તે સમયે ભયંકર પરાક્રમ કરનારા કુંતીપુત્ર ભીમે રથના ઘોડાની રાશ પકડી હતી અને અર્જુને કાંતિવાળું શ્વેત રંગનું છત્ર રથના ઉપર ધર્યું હતું, રથના માથા ઉપર અર્જુને ધરી રાખેલું તે શ્વેત રંગનું છત્ર, આકાશમા તારાઓથી ભરપૂર શ્વેત રંગના મેઘના જેવુ શોભતુ હતુ. માદ્રીના શુરવીર એવા બે પુત્રોએ, ચંદ્રના કિરણો જેવા શ્વેત કાંતિ વાળા બે સુંદર શ્વેત ચમ્મરો ધારણ કર્યાં હતા અર્થાત તેનાથી યુધિષ્ઠિરને પવન ઢોળતા હતા. જે સમયે પાંચ ભાઇઓ પણ શણગાર સાજીને રથમા બેઠા, તે જાણે એકઠાં મળેલાં પાંચ મહાભૂતો હોય તેના જેવા દેખાતા હતા હે રાજન! યુધિષ્ઠિર રાજાની પાછળ મનના જેવા વેગવાળા ઘોડાથી જોડેલા શ્વેત રંગના રથમાં બેસીને યુયુત્સુ જતો હતો કૌરવોની પાછળ. પાંડવોની પાછળ શ્રીકૃષ્ણ, સાત્યકીની સાથે સુવર્ણથી મઢેલા ચળકાટ મારતા અને જેને શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડા જોડેલા હતા એવા રથમાં બેસીને જતા હતા. યુધિષ્ઠિરના જ્યેષ્ઠ પિતા (કાકા) ગાન્ધારીની સાથે પાલખીમા બેસીને ધર્મ-રાજાની આગળ જતા હતા કૌરવકુળની કુંતી, દ્રૌપદી વગેરે સ્ત્રીઓ, પોતપોતાની યોગ્યતા પ્રમાણે ઉત્તમ તથા સાધારણ વાહનોમાં બેસીને જતી હતી. આ સ્ત્રીઓની પાછળના ભાગમા વિદુર જતા હતા. તેની પાછળના ભાગમા ઘણા હાથી, રથો તથા ઘોડેસ્વારો

ને પદાતિઓ ચાલતા હતા. હસ્તિનાપુરમાં પ્રવેશ કરતી વખતે, સુંદર ભાષણ કરનાર વૈતાલિકો, સૂતો અને માગધો, યુધિષ્ઠિરની સ્તુતિ કરતા હતા. મહાબાહુવાળા યુધિષ્ઠિર રાજાની તે સ્વારી પૃથ્વી ઉપર અનુપમ થઈ પડી હતી. આનંદથી હૃષ્ટ પૃષ્ટ થયેલા મનુષ્યોથી સ્વારીમાં મોટી ભીડ મચી રહી હતી; તે અનેક મનુષ્યોના કોલાહલથી ગાજી રહી હતી. યુધિષ્ઠિર રાજાના નગરમા આગમન સમયે નગરવાસી મનુષ્યોએ નગરને તથા રાજમાર્ગોને સારી રીતે શણગાર્યા હતા. પૃથ્વીપર શ્વેત રંગના પુષ્પો વેરી દીધા હતાં, પતાકાઓથી રાજમાર્ગને શણગારવામાં અને ધુપોથી સુવાસિત કરવામા આવ્યો હતો. રાજમહેલની આસપાસ ચદન વગેરે સુગધી પદાર્થોનાં ચુર્ણો છાંટવામાં આવ્યાં હતાં. અનેક જાતના પુષ્પોની માળાઓ તથા કાંગની મંજરીના તોરણોથી રાજમહેલને શણગારવામાં આવ્યો હતો. નગરીમાં ઘેર ઘેર દ્વારો ઉપર પાણીથી પૂર્ણ ભરેલા નવા ઘડાઓ મુકવામા આવ્યા હતા. શ્વેત રંગના પુષ્પો વેરવામાં આવ્યા હતા તથા ગૌર રંગની કન્યાઓને ( આવતા રાજાને વધાવવા માટે ) ઉભી રાખવામાં આવી હતી. શુભવાક્યોથી–જયજયના ઘોષથી–સ્તુતિ કરાતા પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાજાએ, પોતાના સબંધીઓથી વિંટાઈને શણગારેલા હસ્તિનાપુરમા પ્રવેશ કર્યો.



## રાજભુવનમાં પ્રવેશ.

પાંડવોએ હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો ત્યારે તેઓનાં દર્શન કરવા માટે લાખો મનુષ્યો એકઠાં મળ્યા હતાં. ચંદ્રના ઉદયથી જેમ મહાસાગર વૃદ્ધિ પામે, તેમ શણગારેલાં ચૌટાથી હસ્તિનાપુરનો રાજમાર્ગ શોભી ( ખળભળી ) રહ્યો હતો. રાજમાર્ગ ઉપર આવેલાં સુંદર મકાનો અલંકારોથી ભરપૂર હતાં અને ( યુધિષ્ઠિરને નિહાળવા માટે ) એટલી બધી સુંદરીઓ એકઠી મળી હતી કે, તેઓના ભારથી તે ઘરો જાણે નમી જતાં હોય તેવાં જણાતાં હતાં. પાંડવોને નિહાળવા માટે આવેલી નગરની સુંદરીઓ, લજ્જાપૂર્વક ધીરે ધીરે યુધિષ્ઠિર રાજાને તથા ભીમ, અર્જુન, નકુળ અને સહદેવને જોઇને દ્રૌપદીનાં વખાણ કરતી બોલી ઉઠી કે, 'હે કલ્યાણિ પંચાળ રાજપુત્રિ! તું ખરેખર ભાગ્યશાળી છે. કારણ કે જેમ ગૌતમી સપ્તર્ષિઓની સેવા કરેછે તેમ તું મહાત્મા પાંડવોની સેવા કરે છે. હે ભામિનિ! તારા કર્મો તથા વ્રતાચરણ સફળ થયા છે!' આમ કહીને, તે સ્ત્રીઓ દ્રૌપદીના વખાણ કરતી હતી. અને તે સ્ત્રીઓના પ્રશંસક વચનોથી, પરસ્પરના આલાપોથી તથા પ્રેમ વચનોથી આખું નગર ગાજી ઉઠ્યું હતું. જ્યારે યુધિષ્ઠિર રાજા ધીરે ધીરે રાજમાર્ગ ઓળંગીને શણગારેલા ને શોભાયમાન રાજમહેલના દ્વાર પાસે આવી પહોંચ્યા, ત્યારે સેનાપતિ

વગેરે સર્વે પ્રકૃતિમંડળ, નગરવાસી જનો તથા દેશના લોકો આસપાસથી યુધિષ્ઠિર રાજાને મજરો કરવા તેમની સમીપમા આવ્યા અને કર્ણને આનંદ આપે તેવી વાણી બોલતા કહેવા લાગ્યા કે,–'હે શત્રુનો સંહારકર્તા રાજેંદ્ર! દૈવયોગથી તમે શત્રુઓનો પરાજય કર્યો છે, તમે દૈવની અનુકુળતાથી, ધર્મથી અને બળથી પુનઃ રાજ્ય સંપાદન કર્યું છે; હે મહારાજ! તમે આ લોકમા અમારા સર્વ ઉપર સો વર્ષ સુધી રાજ્ય કરો ને ઇંદ્ર જેમ સ્વર્ગનું પાલન કરે છે, તેમ તમે પણ ધર્મથી પ્રજાનું પાલન કરો।'

એ પ્રમાણે શિષ્ટાચાર થયા પછી રાજમહેલની દેવડી ઉપર યુધિષ્ઠિર રાજાનો, બ્રાહ્મણોએ મંગલાચાર કરીને સત્કાર કર્યો અને વેદમંત્રો ભણીને તેને આશીર્વાદ આપ્યો. ચારે તરફથી આપવામાં આવતા આશીર્વાદનો સ્વીકાર કરીને, ધર્મરાજા, રાજરથમાથી નીચે ઉતર્યા અને શ્રદ્ધા તથા વિનય સંપન્ન યુધિષ્ઠિર રાજાએ ઇંદ્રના ભવનસમાન રાજભવનમા પ્રવેશ કર્યો. પછી રાજમહેલના અંદરના ભાગમા દાખલ થયા, અને મહાયશસ્વી શ્રીમાન્ યુધિષ્ઠિર પોતાના ઇષ્ટ દેવનાં દર્શને ગયા ઇષ્ટનાં દર્શન કરી, રત્નોથી, ચંદનાદિક સુગંધી પદાર્થોથી તથા પુષ્પોથી તેમની પૂજા કરી પૂજા કર્યા પછી ત્યાંથી બહાર આવ્યા ને હાથના માંગલિક પદાર્થો

લઇને ઉભેલા બ્રાહ્મણોના દર્શન કર્યા. જે સમયે આશીર્વાદ આપવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો તેમને વિંટી વળ્યા, તે સમયે તારાના સમુદાયથી વિંટાયલા નિર્મલ ચંદ્રમાની પેઠે રાજા યુધિષ્ટિર શોભતા હતા. (પુન:) બ્રાહ્મણોએ યુધિષ્ટિર રાજાને આશીર્વાદ આપ્યો. ત્યાર પછી યુધિષ્ટિરે ગુરૂ ધૌમ્યને તથા જ્યેષ્ઠ કાકા ધૃતરાષ્ટ્રને આગળ કરીને, પુષ્પોથી તથા જળથી, વિધિ પ્રમાણે બ્રાહ્મણોનું પૂજન કીધું, અને તેઓને પુષ્પો, મોદક, રત્નો, પુષ્કળ સુવર્ણ, ગાયો અને પોષાકો આપ્યા! એ સમયે રાજાના સેવકો, તે બ્રાહ્મણોને વિનયપૂર્વક પુછતા હતા કે, 'તમને શી ઇચ્છા છે?' 'તમને શી ઇચ્છા છે?' બ્રાહ્મણોએ પુણ્યાહ વાચનનો આરંભ કર્યો કાનને સુખ ઉપજાવનારો તે શબ્દ સાભળીને સર્વે (પાંડવોના) સંબંધીઓ પ્રસન્ન થયા

(પટ્ટાભિષેકની ક્રિયાને પ્રસંગે) દ્રોહથી તથા સંતાપથી રહિત થઇ ગયેલા કુંતીના પુત્ર રાજા યુધિષ્ટિર, મનમાં પ્રસન્ન થઇ, પૂર્વ દિશા તરફ મુખ કરીને સુવર્ણના મોટા સુંદર સિંહાસન ઉપર બેઠા તેનીજ સન્મુખ સુવર્ણના અત્યંત પ્રકાશમાન બે સુંદર સિંહાસન ઢાળવામા આવ્યા હતાં, તેના ઉપર શત્રુઓનું દમન કરનારા સાત્યકિ તથા વાસુદેવ બેઠા. રાજાની પાછળના ભાગમા મણિથી જડેલાં બે બીજાં સુંદર આસન ઢાળવામા આવ્યા હતાં,

તેના ઉપર, મહાત્મા ભીમસેન અને અર્જુન બેઠા. બીજી બાજુમાં, હાથી દાતના ને સુવર્ણથી મઢેલાં શ્વેતરંગના બે સિહાસનો ઉપર નકુળ અને સહદેવની સાથે કુતી બેઠા. કૌરવોનાં પુરોહિત, સુધર્મા, વિદુર, (પાંડવોના પુરોહિત) ધૌમ્ય, કુરૂવંશનો રાજા ધૃતરાષ્ટ્ર, અગ્નિનાં જેવા કાંતિમાન્ સુવર્ણનાં જુદા જુદા સિંહાસનો ઉપર બિરાજ્યા. યુયુત્સુ, સંજય અને યશસ્વિની ગાંધારી જ્યાં આગળ ધૃતરાષ્ટ્ર રાજા બેઠા હતા, ત્યાં આવીને બેઠા (પટ્ટાભિષેકની ક્રિયાનો આરંભ થતાં) સિંહાસન ઉપર બેઠેલા મહાત્મા યુધિષ્ઠિર રાજાએ, ધોળા રંગનાં પુષ્પો, સ્વસ્તિકો (સાથીયા), ચોખા, પૃથ્વી, સુવર્ણ. રૂપું તથા મણિનો હાથવતી સ્પર્શ કર્યો. તે પછી સર્વ પ્રજામંડળ, પુરોહિત ધૌમ્યને આગળ કરીને હાથમાં પુષ્કળ માંગલિક પદાર્થ લઇને રાજા યુધિષ્ઠિરના દર્શન કરવાને ( આગળ ) આવ્યું. પૃથ્વી ( માટી ), સુવર્ણ, અનેક જાતનાં રત્નો, સર્વોષધિ જેમા નાખેલી છે એવુ અભિષેક કરવાનુ જળપાત્ર, રૂપાના, તાંબાના ને માટીના ( જળથી ) પૂર્ણ કળશો, પુષ્પોની માળાઓ, શાળની ધાણી, મયુરનાં પીંછા, ગોરસ, શમી, પીપળો પલાસ-ખાખરો ને સમિધો, મધ, ઘી, ઉદુમ્બરનો સ્રુવો અને સુવર્ણથી મઢેલો શંખ, એ વગેરે અભિષેક સમયે ઉપયોગી થઇ પડે તેવા સર્વ પદાર્થોને એકઠા કરવામાં

આવ્યા હતા ( જે રાજાના સિંહાસન સમીપ મુકયા હતા. ) પછી ( પાંડવોના ) પુરોહિત ધૌમ્યે, શ્રી કૃષ્ણની આજ્ઞાથી પૂર્વ તથા ઉત્તર તરફ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે નીચી યજ્ઞવેદી રચી, અને મહાત્મા યુધિષ્ઠિર રાજાને અને દ્રુપદની પુત્રી દ્રૌપદીને, સર્વતોભદ્ર નામના આસન ઉપર બેસાર્યાં. એ આસન અગ્નિના સમાન કાંતિવાળું, મજબૂત પાયાવાળું ને શ્વેતરંગનું હતું અને તેના ઉપર વ્યાઘ્રાંબર બીછાવ્યું હતું. યુધિષ્ઠિર રાજાને અને દ્રૌપદીને સર્વતોભદ્ર (નામના) આસન ઉપર બેસાર્યાં પછી, બુદ્ધિમાન્ ધૌમ્ય ઋષિએ, વેદના મંત્રો ભણીને વિધિપૂર્વક અગ્નિમા ઘીનો હોમ કરાવ્યો. હોમનુ કાર્ય સમાપ્ત થયા પછી દશાર્હવંશી વાસુદેવે ઉભા થઇને, લોકોમાં પૂજાતો પાંચજન્ય શંખ લઇ તેને જળથી ભરીને પૃથ્વી પતિ કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાને અભિષેક કર્યો પછી શ્રી કૃષ્ણના કહેવાથી રાજર્ષિ ધૃતરાષ્ટ્રે તથા સર્વે મંત્રીમંડળે, પાંચજન્ય શંખમા જળ ભરીને, યુધિષ્ઠિર રાજાને અભિષેક કર્યો. પાંચજન્ય શંખના અભિષેકથી અભિષિક્ત થયેલા પાંડુપુત્ર યુધિષ્ઠિર અને તેના બાંધવો અત્યંત સુંદર દેખાતા હતા. તુરતજ દુંદુભિઓ, આનકો અને પણવો વાગવા લાગ્યા પછી ધર્મરાજાએ ધર્મ પ્રમાણે પ્રજાએ આપેલી ભેટો ( નજરાણાં ) [illegible] કીધા યજ્ઞમા ઘણી દક્ષિણા આપનારા યુધિષ્ઠિર

રાજાએ નગરજનોનો વિધિપૂર્વક સત્કાર કર્યા પછી, વેદાધ્યયન કરનારા, ધૃતિ અને શીલસંપન્ન બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવીને તેઓને એક એક હજાર નિષ્ક-મુદ્રા દક્ષિણામાં આપી; અને તે બ્રાહ્મણો પણ, હે રાજન્! પ્રસન્ન થઇને હંસ જેવા મધુર સ્વરથી 'તમારૂં કલ્યાણ થાઓ' જય થાઓ' ના આશીર્વાદ આપવા લાગ્યાં તેઓ યુધિષ્ઠિર રાજાની પ્રશંસા કરતા બોલ્યા;–'હે મોટા બહુવાળા રાજા યુધિષ્ઠિર! ભાગ્યદેવીની કૃપાથી, હે પાંડુપુત્ર! તમારો વિજય થયો છે, હે મોટી કાંતિવાળા રાજા! ભાગ્યદેવીની કૃપાથી તમે પરાક્રમ કરીને સ્વધર્મની રક્ષા કરી છે, અને હે રાજન્! ભાગ્યદેવીની કૃપાથીજ તમે, ભીમસેન, ગાંડિવધર અર્જુન, નકુળ ને સહદેવ રણમાં કુશળ રહ્યા છો! જેમાં વીર પુરૂષોનો સંહાર થયો છે એવા સંગ્રામમાં તમે શત્રુઓનો પરાજય કરીને અક્ષત રીતે મુક્ત થયા છો હે ભરતવંશના રાજન્! હવે તમે સર્વ ઉત્તર કાર્યોનો સત્વર આરંભ કરો' આ પ્રમાણે શિષ્ટાચાર થયા પછી ધર્મ રાજા યુધિષ્ઠિરનું સત્પુરૂષોએ પૂજન કર્યું. એમ રાજા યુધિષ્ઠિરનો, સંબંધીઓની સહાયતાથી મહાન્ રાજ્યપર અભિષેક થયો હતો. !



# રાજ્યાભિષેક પ્રસંગે અનેક પ્રકારની ધાર્મિક ક્રિયાઓ થતી તેમાં સ્નાનાદિક વગેરે ક્રિયા નીચે મુજબ થતી હતી.

રાજાને અભિષેક કરાવવાના વિધિની જે વિગત શુક્લ યજુર્વેદના ઐતરેય બ્રાહ્મણમા આપેલી છે, તે લગભગ સંપૂર્ણ છે અને કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરિય બ્રાહ્મણમા પણ તે પ્રમાણેજ આપેલી પરંતુ ફરક માત્ર એટલોજ છે, કે કૃષ્ણ યજુર્વેદના બ્રાહ્મણમાં આ વિધિ જેમ લગાર વધુ વિસ્તારથી આપેલો છે, તેમ તેમાં કંઇ પણ રસ પડે નહી એવી અસંખ્ય નાની નાની વાતો પદે પદે ગોઠવી દીધેલી છે. મહાન રાજસૂય યજ્ઞને છેલ્લે દિવસે આમ કરવામાં આવતી અભિષેકના અંગની ધાર્મિક ક્રિયાઓ બે પ્રકારની હતી, પ્રાતઃકાળ, મધ્યાન્હ અને સાયંકાળે સોમ યજ્ઞમા આહુતીઓ આપવા સંબંધી અને તેને અંગે પશુઓના બલિદાનો, મંત્રોના વચનો અને સ્તોત્રોના ઉચ્ચારણ, અને સામગાન સંબંધી ક્રિયાઓનો એક પ્રકાર હતો, અને રાજાને સ્નાન કરાવવા તથા તેને ગાદીએ બેસાડવા સંબંધી, [illegible]રૂપે સમગ્ર પૃથ્વીનાં આક્રમણ સંબંધી, બીજો પ્રકાર હતો

ફાલ્ગુન માસની પૂર્ણિમા (હોળી) પછીની અમાવાસ્યાનો દિવસ એટલે ચૈત્રની આરંભનો દિવસ

અભિષેકક્રિયા માટે યોગ્ય ગણાતો. શુક્લ યજુર્વેદની માધ્યદિની શાખા અનુસાર સ્નાન માટે ૧૭ પ્રવાહી પદાર્થોની અને કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરિય શાખા અનુસાર "સોળ અગર સત્તર" પદાર્થોની અગત્ય હતી શુક્લ યજુર્વેદમાં તે પદાર્થો નીચે પ્રમાણે ગણાવેલા છે –*

* બન્નેમા પદાર્થોની ગણત્રીમા જે એક પ્રવહી પદાર્થનો જે ફેર પડે છે તે સરસ્વતીના જલનો એકમાં સમાવેશ કરેલો નહીં હોવાથી જણાય છે સરસ્વતીના જલને આવશ્યક ગણીને તેને મુકી દેવામા આવ્યુ હશે, અને બીજા નિયમસર વિધિના અંગના પદાર્થો ગણાવેલા હશે એવો તેનો ખુલાસો નીકળી શકે છે વૈષ્ણવોની લાકડાની, પથ્થર કે ધાતુની મૂર્તિને અભિષેક કરવાની જે ક્રિયાઓ પાછળથી દાખલ થયલી છે, તેમા કામમા આવતા પદાર્થો ની સખ્યા હદપાર વધી ગયલી છે. તેમ છતા પણ તેમાં વેદમા દર્શાવેલા બધા પદાર્થોનો સમાવેશ થતો નથી મૂર્તિના અભિષેકમા ઉપયોગમા આવતા પદાર્થોની ગણના નીચે પ્રમાણે છે – ૧ ઘી ૨ દહીં, ૩ દુધ, ૪ ગાયનું છાણ, ૫ ગાયનું મુતર ૬ આખનાના છાણની રાખ, ૭ મધ ૮ ખાંડ, ૯ ગંગાનું અગર શુદ્ધ નદીનુ જલ, ૧૦ નરજાતિનું નામ ધારણ કરનારી નદીનુ પાણી, ૧૧ નારીજાતિનું નામ ધારણ કરનારી નદીનું પાણી ૧૨ સમુદ્રનુ પાણી, ૧૩ ધોધનું પાણી, ૧૪ વર્સાદનું પાણી, ૧૫ પવિત્ર સરોવરનુ પાણી, ૧૬ [illegible] પાણી ૧૭ પાંચ જાતના તરુ પાંદડા બોળી રાખેલ પાણી, ૧૮ ઉષ્ણ પાણી, ૧૯ તળાવે હજાર કાણા હોય એવા વાસણમાંથી ટપકેલુ પાણી, ૨૦ [illegible] પાંદડા બોળી રાખેલા ૮ સુ-

૧ સરસ્વતી નદીનું જળ ( સરસ્વતી ), ૨ કોઇ પણ નદી કે સરોવરનું, તેમાં કંઇ પણ પદાર્થ નાંખવાથી ઉછળતું પાણી ( કલ્લોલ ), ૩ સૈન્યના પસાર થવાથી ખળભળેલુ, નદીનું પાણી (વૃષસેના), ૪ ભરતી ચઢે તે સમયે લીધેલું પાણી, (અર્થોત્ત) ૫ ઓટ સમયે લીધેલું પાણી ( ઓજસ્વતી ), ૬ નદીમાં વચ્ચે રેતીનો ઉંચો પ્રદેશ આવવાથી પડેલા બે ફાંટાનું સંધાણુ થાય તે સ્થળનું પાણી ( પરિ-વાહીની ), ૭ સમુદ્રનું જળ ( આપાંગતિ ), ૮ નદીના

---

ણુનું પાણી, ૨૧ આઠ ઘડાઓનું પાણી, ૨૨ દાભ બોળેલુ પાણી, ૨૩ શાન્તિકુંભનું પાણી, ૨૪ ચંદનનું પાણી, ૨૫ સુગંધી પુષ્પોની વાસનાવાળું પાણી, ૨૬ ગેહેંઆ દાણાની વાસનાવાળુ પાણી, ૨૭ જાતમંગી અને બીજા સુગંધી પદાર્થોવાળુ પાણી, ૨૮ મહૌષધિઓના રસ નાખેલુ પાણી, ૨૯ પાંચ કીમતી પથ્થરો પલાળેલુ પાણી, ૩૦ ગંગાના પ્રવાહની નીચેની માટી, ૩૧ હાથીના દંતુશળથી ખોદાયલી માટી, ૩૨ પર્વતમાંથી ખણેલી માટી, ૩૩ માહાની ખાણી હેઠળની માટી, ૩૪ કલમના મળ હેઠળની માટી, ૩૫ વૃષભોએ ઉભા કરેલા રાફડાની માટી, ૩૬ નદીની માટી, ૩૭ બે નદીઓના સંગમ સ્થળની માટી, ૩૮ કૂપની ગુફાગા-ની માટી, ૩૯ નદીના સામસામા કીનારાની માટી, ૪૦ તલનો ખોળ, ૪૧ પીપળાના પાંદડાં, ૪૨ આંબાના પાંદડાં, ૪૩ વડના પાંદડાં, ૪૪ ઉમરાના પાંદડાં, ૪૫ [illegible] ફૂલ, ૪૬ આંબાના મોર, ૪૭ શમીના ફૂલ, ૪૮ કુંદના ફૂલ, ૪૯ કમળ, ૫૦ કદંબના ફૂલ, ૫૧ નાગદમનના ફૂલ, ૫૨ તુલસીનાં પાંદડાં, ૫૩ બીલીના પાંદડાં, ૫૪ કુંદના પાંદડાં, ૫૫ જવનો લોટ, ૫૬ નિવારના દાણાનો લોટ, ૫૭ તલનો

વમળોમાંથી લીધેલું જળ (અપાંગર્ભ) ૯ નદીનો પ્રવાહ સ્થિર હોય તેવા સ્થળનું જળ (સૂર્યત્વક્), ૧૦ તડકો હોય ત્યારે પડેલા વર્ષાદનું પાણી (સૂર્યવર્ચસ્), ૧૧ તળાવનું પાણી (ગાંડ), ૧૨ કુવાનું પાણી (વૃજક્ષિત), ૧૩ ઘાસના પાદડાં ઉપરથી ઝીલેલું ઝાકળ (વાસ્રા), ૧૪ મધ (સવિષ્ઠા), ૧૫ શાકવારિ ૧૬ દુધ (જનભૃત), ૧૭ ઘી (વિશ્વભૃત), અને સૂર્યના તાપથી ઉકળેલુ પાણી (સ્વારાત્).

---

ભૂકો, ૫૮ સતીના પાંદડાનો ભૂકો, ૫૯ આમલીનાં પાદડાનો ... ૬૦ શ્યામક સામાનો લોટ, ૬૧ દળેથી સુંઠ, ૬૨ ... પાંદડાનો ભૂકો, ૬૩ ચોખાનો લોટ, ૬૪ બીલીનાં પાદડાનો ભુકો, ૬૫ કાગનો લોટ, ૬૬ હરદા બેડાના પાદડાનો ભુકો. મૂર્તિને સ્નાન કરાવવાની ક્રિયા કરાવતા સામાન્ય રીતિ એ છે, કે પ્રથમ તેની આગળ મોટો આરસો મુકવામા આવે છે તે પછી શુદ્ધ જળથી ઘડો ભરી તેમાં ઉપર જણાવેલા પદાર્થો ક્રમ વાર નાખીને અને છેવટે સો કાણાવાળા સોનાના વાસણમા થઈને પસાર થતુ તે મૂર્તિનુ પ્રતિબિંબ તે ઘડામા પાડવામા આવે છે તે વાસણનો આકાર 'શતઝહાર' નામના ગુલાબના ફુલ જેવો હોય છે આ પ્રમાણે મૂર્તિનુ પ્રતિબિંબ ઉપર જણાવેલા પદાર્થોના મિશ્રણવાળા જળના ઘડામા પાડીને તે દ્વારા મૂર્તિને સ્નાન કરાવેલું માનવામાં આવે છે, અને તેથી મૂર્તિની ઉપર નો રંગ કે [illegible] પ્રાપ્ત થતો નથી. [illegible] નહીં અ- [illegible] જૈનોના સંબંધમા સ્નાન કરાવવાનો આ પ્રકાર અતિ આવશ્યક ગણાય છે, અને તે રીતે સ્નાનની ક્રિયા વિધિ સહી પૂરી અને [illegible] થાય છે

૧ સરસ્વતી નદીનું જળ ( સરસ્વતી ), ૨ કોઇ પણ નદી કે સરોવરનું, તેમા કંઇ પણ પદાર્થ નાખવાથી ઉછળતું પાણી ( કલ્લોલ ), ૩ સૈન્યના પસાર થવાથી ખળભળેલુ, નદીનું પાણી (વૃષસેના), ૪ ભરતી ચઢે તે સમયે લીધેલું પાણી, (અર્થોત્ત) ૫ ઓટ સમયે લીધેલું પાણી ( ઓજસ્વતી ), ૬ નદીમાં વચ્ચે રેતીનો ઉચો પ્રદેશ આવવાથી પડેલા બે ફાંટાનું સંધાણુ થાય તે સ્થળનું પાણી ( પરિવાહીની ), ૭ સમુદ્રનું જળ ( અપાંગતિ ), ૮ નદીના

---

ણનું પાણી, ૨૧ આઠ ઘડાઓનુ પાણી, ૨૨ દાભ બોળેલું પાણી, ૨૩ શાન્તિકુંભનું પાણી, ૨૪ ચંદનનું પાણી, ૨૫ સુગધી પુષ્પોની વાસનાવાળું પાણી, ૨૬ શેકેલા દાણાની વાસનાવાળુ પાણી, ૨૭ જાતમસી અને બીજા સુગધી પદાર્થોવાળું પાણી, ૨૮ મહૌષધિઓના રસ નાખેલુ પણી, ૨૯ પાંચ કીમતી પથ્થરો પલાળેલુ પાણી, ૩૦ ગંગાના પ્રવાહની નીચેની માટી, ૩૧ હાથીના દતુશળથી ખોદાયલી માટી, ૩૨ પર્વતમાથી ખણેલી માટી, ૩૩ ઘોડાની ખરી હેઠળની માટી, ૩૪ કલમના મૂળ હેઠળની માટી, ૩૫ ઉધઈઓએ ઉભા કરેલા રાફડાની માટી, ૩૬ નદીની રેતી, ૩૭ બે નદીઓના સગમ સ્થળની માટી, ૩૮ ડુકરની ગુફામાની માટી, ૩૯ નદીના સામસામા કીનારાની માટી, ૪૦ તલનો ખોળ, ૪૧ પીપળાનાં પાદડા, ૪૨ આબાના પાદડાં, ૪૩ વડનાં પાંદડા, ૪૪ ઉમરડાના પાદડા, ૪૫ ચપાના ફુલ, ૪૬ આંબાના મોર, ૪૭ શમીના ફુલ, ૪૮ કુદના ફુલ, ૪૯ કમલ, ૫૦ કણેરનાં ફુલ, ૫૧ નાગકેસરનાં ફુલ, ૫૨ તુલસીના પાદડાં, ૫૩ બીલીના પાંદડા, ૫૪ કુંદના પાદડાં, ૫૫ જવનો લોટ, ૫૬ નિવારના દાણાનો લોટ, ૫૭ તલનો

વમળોમાંથી લીધેલું જળ (અપાંગર્ભ) ૯ નદીનો પ્રવાહ સ્થિર હોય તેવા સ્થળનું જળ (સૂર્યત્વક્), ૧૦ તડકો હોય ત્યારે પડેલા વર્ષાદનું પાણી (સૂર્યવર્ચસૂ) ૧૧ તળાવનું પાણી (ગાંડ), ૧૨ કુવાનું પાણી (વૃજક્ષિત), ૧૩ ઘાસનાં પાદડાં ઉપરથી ઝીલેલું ઝાકળ (વાસા), ૧૪ મધ (સવિષ્ઠા), ૧૫ શાકવારિ ૧૬ દુધ (જનભૃત), ૧૭ ઘી (વિશ્વભૃત), અને સૂર્યના તાપથી ઉકળેલુ પાણી (સ્વારાત્).

---

ભૂકો, ૫૮ સતીના પાંદડાનો ભૂકો, ૫૯ આમલીના પાદડાનો ૬૦ શ્યામક સામાનો લોટ, ૬૧ દળેલી સુંઠ, ૬૨ પાંદડાનો ભૂકો, ૬૩ ચોખાનો લોટ, ૬૪ બીલીના પાદડાનો ભુકો, ૬૫ કાગનો લોટ, ૬૬ હરડા બેડાના પાદડાનો ભુકો. મૂર્તિને સ્નાન કરાવવાની ક્રિયા કરાવતા સામાન્ય રીતિ એ છે, કે પ્રથમ તેની આગળ મોટો આરસો મુકવામા આવે છે તે પછી શુદ્ધ જળથી ઘડો ભરી તેમાં ઉપર જણાવેલા પદાર્થો ક્રમ વાર નાખીને અને છેવટે સો કાણાવાળા સોનાના વાસણમા થઈને પસાર થતું તે મૂર્તિનુ પ્રતિબિંબ તે ઘડામા પાડવામા આવે છે તે વાસણનો આકાર 'શતજહાર' નામના ગુલાબના ફુલ જેવો હોય છે આ પ્રમાણે મૂર્તિનુ પ્રતિબિંબ ઉપર જણાવેલા પદાર્થોના મિશ્રણવાળા જળના ઘડામા પાડીને તે દ્વારા મૂર્તિને સ્નાન કરાવેલુ માનવામાં આવે છે, અને તેથી મૂર્તિની ઉપનો રંગ કે ગળકાટ ખરાબ થતો નથી. પરંતુ આમા નહીં આવેલી મૂર્તિઓના સંબંધમા સ્નાન કરાવવાનો આ પ્રકાર અતિ આદરણીય છે, અને તે રીતે સ્નાનની ક્રિયા વિધિ પૂરી કરી અને [illegible] થાય છે

## સ્નાનના જલમાં સર્વ સામગ્રીઓનું મિશ્રણ.

આ સર્વ જાતનાં પાણી યોગ્ય યોગ્ય ઋતુઓમાં ભેગાં કરવામાં આવતાં અને ઉત્તરાભિમુખ વેદીની પાસે ગોઠવેલા ઘરાઓમાં ભરાતા અભિષેક ક્રિયા કરવાને દિવસે ઉદુંબર ( ઉમરડો ) અને વેતસ (નેતર)ના લાકડામાંથી અઢાર નાના નાના વાસણો તૈયાર કરેલા આણુવામાં આવતાં હતાં, અને અ-ધ્વર્યુ પહેલો ઘડા પાસે જઈ, તેમાથી થોડું પાણી ઉપર જણાવેલા એક વાસણુમા ભરતો અને તેમ કરતાં તે નીચેનો મંત્ર ભણી જતો.–"દેવોએ એકઠા કરેલા ઓ મધુર જળ ! તું પ્રબલ છે તું રાજા-ઓથી ઉત્પન્ન થયું છે અને તેમના જીવનને તું સતેજ કરે છે. મિત્ર અને વરૂણ તારાથીજ પવિત્ર થયા હતા અને ઇંદ્ર પણ તારાવડેજ પોતાના શત્રુ-ઓથી મુક્ત થયો હતો. હું તને લઉં છું." પછી તે બીજા ઘડાને નમાવતો અને બીજા વાસણુમાથી થોડુંક પાણી લેતાં બોલતો હતો, કે "હે જલ ! તું સ્વાભાવિક રીતેજ રાજ્યોને અપાવનાર છે, મારા અમુક નામવાળા યજમાનને ( રાજાનું નામ ઉચ્ચારીને ) રાજ્ય અર્પણ કર" તે પછી સૂર્વ–કડછીવતી ચાર વખત દહીં લઇને તે વાસણુમાં નાંખતો, અને તે સબંધી મંત્રોનો ઉચ્ચાર કરતો. આ પ્રમાણે ક્રમવાર અઢારે વાસણ ભરાઇ ગયા પછી અને તેમને યોગ્ય રીતે મંત્રોચ્ચારથી શુદ્ધ

અને પવિત્ર કર્યા પછી, ઉમરડા અને વેતસના લાકડાના બનાવેલા મોટા પહોળા વાસણમાં એ બધાએ ઘડાઓને ઠાલવવામા આવતા. તેમ કરતાં તે નીચેનો મંત્ર બોલતો:–"હે મધુરા અને દિવ્ય જલ! અમારા યજમાનની રાજ્યપ્રબલતા અને વિર્યના પ્રમાણમાં એકમેક સાથે એકઠાં થઈ જાઓ."

આ પ્રમાણે તૈયાર કરેલું પાણી મિત્રાવરૂણની વેદીની પાસે લઈ જવામાં આવતું આમ સ્નાન માટે તૈયાર કરેલા પાણીવાળા વાસણને તે સ્થળે મુકયા પછી, અગ્નિ સોમ, સવિતા, સરસ્વતી, પુષન્, અને બૃહસ્પતિ એમ છ દેવોને છ બલિદાનો અપાતા. તે પછી દાભની બે સળીઓ હાથમાં લઇને, દરેક સળી અક્કેક સોનાના ટકાને વિંટાળવામાં આવતી, અને આમ દાભની સળીઓથી બાંધેલા સોનાના બે કટકાને પાણીના વાસણમાં બોળવામા આવતા અને તે વડે થોડુંક પાણી લઇને તેના છાંટા રાજાના શરીર ઉપર છાટતાં અર્ધ્વર્યુ, નીચેનો મંત્ર ઉચ્ચારતો –

"સવિતાની આજ્ઞાથી દર્ભની પવિત્ર, અને શુદ્ધ પવિત્રીથી હું આ પાણી તારા શરીર ઉપર છાંટુ છું. સૂર્યના તેજ સાથે હું આ પાણી તારા ઉપર છાટું છું. ઓ કોઇ પણથી જીતાય નહીં એવા જલ! તમે વાણીના મિત્ર છો. તમે તેજથી ઉત્પન્ન

થયલા છો. તમે સોમરસને આપનાર છો. તમે મંત્રથી પવિત્ર થયલાં છો. આ અમારા યજમાનને રાજ્ય અર્પણ કરો.”

તે પછી ચાર પહોળી કુંડીઓ લાવવામાં આવતી. એક ખાખરાના લાકડાની બનાવાતી હતી; બીજી ઉમરડાના લાકડાની, ત્રીજી પીપળાના લાકડાની અને ચોથી વડના લાકડાની બનાવવામાં આવતી હતી. આ ચાર કુંડીઓમાં પેલું મિશ્રણ કરેલું પાણી ચાર ભાગમા વહેંચી નાખવામા આવતું.

અભિષેચ—સ્નાન માટે જળ પવિત્ર કરવાની અને રાજાને તેનાથી મંત્રોચ્ચાર કરીને પ્રોક્ષણ કરવાની આ ક્રિયા પુરી થતાં સ્નાન કરવાને સમયે પહેરવાનાં વસ્ત્રો રાજાને ધારણ કરાવવામા આવતાં હતાં. તે ઘીમા બોળેલું સણ કે રૂનું વસ્ત્ર (તાર્પ્ય) કેડે વીંટાળતો, અને શરીરે રાતો ધુંસો (પાંડય) ઓઢતો. તે ઓઢવાના વસ્ત્રને હજામના ટપટપીઆના આકારમાં (અધિવાસ) ગળાની આસપાસ બાંધી લેતો હતો અને માથે મુકુટ (ઉષ્ણીષ) ધારણ કરતો. તે પછી તેની પાસે ધનુષ્ય આણવામા આવતું અને તેની પણછને પુરતી રીતે ખેંચીને રાજાના હાથમાં મુકવામાં આવતું હતું, અને તે સાથે તેને ત્રણ જાતનાં તીર અપાતા હતા, તથા તે સમયે યોગ્ય મંત્રોના ઉચ્ચાર થતા હતા.

તે પછી રાજાનો જમણો હાથ લઈને અધ્વર્યુ નીચેના બે મંત્રો ઉચ્ચારતો -

"સવિતા તને લોકના રાજ્યપદે સ્થાપો! ગૃહસ્થાશ્રમીઓનો પૂજ્ય અગ્નિ સર્વ ગૃહીઓનો તને રાજા બનાવો! વનસ્પતિ રાજ્યનો અધિષ્ઠાતા સોમ તને વનસ્પતિઓનું નેતાપણું સમર્પો! વાણીના વૃદ્ધિ કરનાર બૃહસ્પતિ તને વાણીનું નિયમન સ્વાધીન કરો! સર્વમા વૃદ્ધ ગણાતો ઇંદ્ર તને સર્વથી વૃદ્ધ આયુષ્યવાળો કરો! સર્વ પશુઓનો પતિ રૂદ્ર તને પશુઓનુ સર્વોપરીપણુ આપો! સત્યવાદી મરૂત તને સત્યનો પાલક કરો! સદ્ગુણનો રક્ષક વરૂણ તને સદ્ગુણનો અધિષ્ટાતા બનાવો!"

"ઓ! શુભ રીતે પૂજાના દેવો! તમે અમુક (રાજાનું નામ દઇને) રાજાને, અમુકના (તે રાજાના માતપિતાના નામ ઉચ્ચારી) પુત્રને સર્વ શત્રુઓના પાશથી મુક્ત કરો! અને તેને ક્ષત્રિઓને યોગ્ય, વૃદ્ધમાં વૃદ્ધ પુરૂષને યોગ્ય, સર્વ વાહનોના અધિપતિને યોગ્ય, અને રાજ્યશ્રેષ્ઠતાને યોગ્ય ઉચ્ચતમ કર્તવ્યો કરવાને પાત્ર કરો! તમારા આશીર્વાદથી અમુક પ્રજા (પ્રજાનું નામ દઇને) નો તે રાજા થયો છે. હે પ્રજાવર્ગના મનુષ્યો! આજના દિવસથી એ તમારો રાજા છે અમારો બ્રાહ્મણોનો રાજા તો સોમ છે"

આ બીજા શ્લોકની છેવટની લીટી ખાસ નોંધવા

લાયક છે, કારણ કે તે અભિષેક કરાયલા રાજાની રાજ્યધુરામાંથી બ્રાહ્મણો મુક્ત હોવાનું સુચવે છે.

તે પછી થોડાંક બલિદાન અને આહુતિઓ અપાતી હતી અને પછી માત્ર ચિન્હરૂપે આકાશ તથા પૃથ્વીની ચાર દિશાઓ જીત્યાના લક્ષણો કરી બતાવાતાં હતાં! અનુક્રમે રાજાને પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરમાં આક્રમણ કરાવતાં અધ્વર્યુ બોલતો કે "હે યજમાન! પૃથ્વીને (પૂર્વ દિશાને) જીતી લ્યો! ગાયત્રી છંદ, રથાતર સામસૂક્તો, ત્રિગુણ સ્તોમ, વસંત ઋતુ અને બ્રાહ્મણ જાતિ તમારૂં આ દિશાનાં રક્ષણ કરો!" તે પછી દક્ષિણ તરફ ફરતા રાજાને કહેતો કે "હે યજમાન! દક્ષિણ દિશાને જીતી લ્યો! ત્રિષ્ટુભ્ છંદ, બૃહત્ સામસૂક્તો, અને પંદર ગુણસ્તોમ, ગ્રીષ્મ ઋતુ અને ક્ષત્રિય જાતિ તમારૂં આ દિશામા રક્ષણ કરો!" તે પછી પશ્ચિમ દિશામાં ફરતા રાજાને અધ્વર્યુ કહેતો કે "હે યજમાન! પશ્ચિમ દિશાનું આક્રમણ કરો! જગતિ છંદ, વૈરૂપ સામસૂકતો, અને સત્તરગુણ સ્તોમ, વર્ષા ઋતુ તથા વૈશ્ય જાતિ તમારૂં આ દિશામાં રક્ષણ કરો! પછી ઉત્તર તરફ ફરતાં રાજાને તે કહેતો કે "હે યજમાન! ઉત્તર દિશા જીતી લ્યો! અનુષ્ટુભ છંદ, વૈરાજ સામસૂક્તો એકવીશ ગુણ સ્તોમ, શરદ ઋતુ અને પૃથ્વીનાં ફલાદિ આ દિશમાં તમારૂ રક્ષણ કરો!"

આમ ચારે દિશાઓનુ ક્રમવાર આક્રમણ કરાવ્યા પછી રાજાને ઉંચે નજર કરવાનું કહેવામાં આવતું અને અધ્વર્યું નીચેનો મંત્ર ઉચ્ચારતો:–હે યજમાન! આકાશ પ્રદેશને જીતી લ્યો! પંક્તિ છંદ, શકવાર અને રૈવત સામસૂકતો, સત્તાવીશગુણુ અને તેતરીશ ગુણુ તામ, તથા હેમંત ઋતુ, તેજ અને દ્રાવણુ આ દિશામા તમારૂં રક્ષણુ કરો!"

આ પ્રમાણે દિશાઓનું આક્રમણુ મંત્રવિધિપુરઃસર થયા પછી ખદીરના લાકડાનો સાત ઇંચ ઉંચા પાયાવાળો બાજઠ ગોઠવવામાં આવતો અને તેના ઉપર વ્યાઘ્રચર્મ બીછાવવામા આવતું. ચર્મનો રૂંવાટીવાળો ભાગ ઉપર તથા વ્યાઘ્રનું માથું દક્ષિણુ તરફ રાખવામા આવતું આ કર્મ કરતાં તે જે મત્ર ઉચ્ચારતો તેનો એવો આશય છે, કે જેમ આ ચર્મ ચંદ્રની કીર્તિનો પ્રકાશ કરે છે, તેમ રાજાને પણુ સુયશ પ્રાપ્ત થાઓ! વ્યાઘ્રચર્મ ઉપર તે પછી 'સતમાન' સુવર્ણુનો શિક્કો મુકાતો સ્નાન કરવા માટે ગોઠવેલા આ બાજઠ ઉપર પૂર્વાભિમુખ કરીને રાજા હાથમા 'શતમાન' વજનનું સોનાનું વાસણુ હાથમા લેતો તે વાસણુ નવ અગર સો કાણુવાળું લેવામાં આવતું અને રાજા પોતાને માથે તેને મુકતો તેના ડાબા પગ નીચે તાંબાનો કટકો અને જમણા પગ નીચે શીશાનો કટકો રખાતો. રાજાને માથે સ્નાન કરાવતાં

જલની ધાર પાડવાના હેતુથી આવી ચાલણી વપરાતી. દાનવો અને અસુરોના પતિ અને દેવોની ધાર્મિક ક્રિયાના વિરોધી નમુચિના મસ્તકના ચિન્હ તરીકે ત્રાંબાનો કટકો ગણાતો, તથા દાબી દેવાને યોગ્ય ચાડીચુગલીખોર, દુષ્ટ મનુષ્યોના ચિન્હ રૂપ સીસાનો કટકો મનાતો હતો. આ બે ચિન્હરૂપ વસ્તુઓ તેના પગ હેઠળ મુકયા પછી તેના અગના મંત્રોના ઉચ્ચાર રાજા પોતે કરતો અને પછી પોતાના પગવતી તે વસ્તુઓને હડશેટી દેતો. આ ક્રિયા ચતી રહેતાં રાજા બે હાથ ઉંચા કરતો અને તેને અંગે મંત્રોચ્ચાર કરી, દરરોજ પ્રાતઃકાળમાં વહેલા ઉઠવાની અને સૂર્યોપસ્થાન કરવાની પ્રતિજ્ઞા લેતો હતો. તે પછી અધ્વર્યું રાજાની સમીપ આવતો અને હાથમાં સ્નાન માટે પાણીથી ભરેલું ખાખરાના લાકડાનું વાસણ લઈ સન્મુખ ઉભો રહેતો, મુખ્ય આચાર્ય બ્રહ્મા અગર રાજાનો કોઇ નિકટનો સગો ઉમરડાનું પાણીથી ભરેલુ વાસણ લઇ જમણી બાજુએ ખડો થતો, વડનું વાસણ લઇને એક ક્ષત્રિય આગેવાન ડાબી બાજુએ અને પીપળાનું વાસણ લઇને વૈશ્ય જાતિનો નેતા તેની પુઠે ઉભો રહેતો હતો, અને દરેક જણ ઉપર જણાવેલા ક્રમ અનુસાર રાજાને માથે પોતપોતાના વાસણો ઢાલવતા આ અભિષેક થતા નીચેનો મંત્ર ઉચ્ચારવામા આવતો. “રાજા સોમ અને વરૂણ તથા ધર્મના રક્ષક અન્ય

દેવો તારી વાણીનું રક્ષણ કરો! તેઓ તારા પ્રાણનું રક્ષણ કરો! તેઓ તારી આંખોનું રક્ષણ કરો! અને તેઓ તારા કાનનું પણ રક્ષણ કરો!”

અધ્વર્યુ પોતાનું વાસણ ઠાલવતાં કહેતો કે “હે યજમાન! હુ તને ચંદ્રની કીર્તિવડે સ્નાન કરાવું છું તું રાજાઓમા રાજાઓનો પણ રાજા થા! તું પ્રત્યેક રીતે સમૃદ્ધિવાન્ થા! તું તારા સર્વે શત્રુઓ ઉપર વિજયી થા! ઓ! શુભ રીતે પૂજાયેલા દેવો! અમુક (રાજાનું નામ દઇ) રાજા અને અમુકના (તેના માતપિતાનું નામ બોલી) પુત્રને તેના સર્વ શત્રુઓથી રહિત કરો! અને પોતાની મહત્તાને યોગ્ય, વૃદ્ધમા વૃદ્ધ પુરૂષને યોગ્ય અને ઉત્તમ વાહનધરને યોગ્ય, ક્ષત્રિયના ઉચામા ઉચો કર્તવ્યો પાળવાને સમર્થ કરો! તમારા આશિર્વાદથી તે અમુક પ્રજા (પ્રજાનું નામ દઈ) તેનો રાજા થયો છે હે પ્રજાવર્ગ! આજથી તમે આને તમારો રાજા ગણજો અને અમારો રાજા તો સોમ છે.”

બ્રહ્મા પણ એવોજ મંત્ર બોલતો માત્ર તે ‘ચંદ્રની કીર્તિ’ને બદલે ‘અગ્નિની કીર્તિ’ બોલતો, અને રાજા તથા તેના માતપિતાના નામ પડતાં મુકી દેતો ક્ષત્રિય ‘સૂર્ય તેજનું’ અને વૈશ્ય ‘દેવના યશ’નું ઉચ્ચારણ કરતો.

અભિષેક ક્રિયા આ રીતે પુરી થતાં ચક્રવર્તી રાજા બાજઠ ઉપરથી ઉભો થતો, અને ભીના વસ્ત્ર

કાઢી નાંખી, રાજવેશ ધારણ કરતો, અને કુક્કરના ચામડાના જોડા પહેરતો. પછી ત્રણ પગલાં આગળ વધીને ચિન્હરૂપે ત્રણ લોકને જીતી લેવાની ક્રિયા કરતો અને દરેકના અંગનો મંત્ર ઉચ્ચારતો. વામન અવતારમાં વિષ્ણુએ ત્રણ પગલા ભરીને પૃથ્વી આકાશ અને પાતાળ લોક જીત્યા હતા, તેના અનુકરણરૂપ અગર પ્રાતકાલ, મધ્યાન્હકાલ અને સાયંકાલના સૂર્યનાં સ્થાનના ચિન્હરૂપ, આ ક્રિયા થતી હતી. તે દરમ્યાન અધ્વર્યુ અગ્નિને આપવાના બલિદાન તૈયાર કરતો અને અગ્નિક્ર રાજાના શરીર ઉપર અભિષેક સમયે રેડેલા જળમાંથી અંજલિ ભરી રૂદ્રદેવને ઉદ્દેશીને અગ્નિમા હોમતો.

## રાજ્યાભિષેકની ક્રિયા પુરી થતાં રાજા નીચેના મંત્ર ઉચ્ચારતો:-

"જે શુદ્ધ આત્મા (હંસ) છે, જે આકાશમાં પણ વ્યાપી રહેલ છે, જે યજ્ઞની વેદી સમીપ હોતારૂપે સાક્ષી રહે છે, જે દુરનો પ્રવાસ કરી આ વેલો અતિથિ છે, જે જલથી ઉત્પન્ન થઇને દરેક મનુષ્યદેહમાં વ્યાપી રહેલો છે, જે સર્વ પ્રાણીઓને જીવન આપે છે, જે સર્વ ઋતુઓનો નિમાયક છે, જે પર્વતોને ધારણ કરી રહ્યો છે, અને જે સર્વ વ્યાપી તથા સમર્થ છે, તેને હુ વંદન કરૂં છું."

તે પછી ચામડાની ગન્યગાદી બીછાવવામા આવતી અને તે ઉપર વિરાજી રાજા પોતાના અતિ-

થિઓની રાજ્યભક્તિ-મુજરા-નો સ્વીકાર કરતો. પ્રથમ રાજભક્તિ દર્શાવવાને રાજા સમીપ અધ્વર્યુ જતો અને તેની છાતીએ અડકી બોલતો, કે.

"જો તું રાજ્ય ઉપર અમલ ચલાવવાને ઇચ્છતો હોય, તો મોટા અને નાના વચ્ચે પક્ષપાત રાખ્યા વિના ન્યાયનું તોલ કરજે! અને જો જે કે નાનાને અન્યાય થાય નહીં! સર્વની સમૃદ્ધિની વૃદ્ધિ કરવા તરફ તારૂં સમગ્ર ધ્યાન રાખજે! અને સર્વ પ્રકારનાં અનિષ્ટ અને અનર્થોનો અટકાવ કરવા તરફ બનતો પ્રયત્ન કરજે!"

તે પછી મુખ્ય આચાર્ય બ્રહ્મા રાજા સમીપ જતો અને બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થતો:-

બ્રહ્મા !-"તું સર્વ પ્રકારે યશસ્વી છે તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય એમ નથી. તું પ્રજાનું આશ્રયસ્થાન છે અને તેથી તું સવિતાના જેટલોજ મહાન્ છે."

રાજા !-"બ્રહ્મા ! તથાસ્તુ"

બ્રહ્મા !-"તું સર્વ પ્રકારે યશસ્વી છે. તારૂં પરાક્રમ અજિત છે. તું સર્વ લોકનું આશ્રયસ્થાન છે અને તેટલા માટે તુ વરૂણના જેવોજ મહાન્ છે."

રાજા !-"બ્રહ્મા ! તથાસ્તુ"

બ્રહ્મા !-"તું સર્વ પ્રકારે યશસ્વી છે, અને પ્રત્યેક પ્રકારની લક્ષ્મીનો સ્વામી છે. તું દેશની શાંતિને ટકાવનાર છે, અને તેટલા માટે ઇંદ્ર છે.'

રાજા !–"બ્રહ્મા ! તથાસ્તુ"

બ્રહ્મા !–"તું સર્વ પ્રકારે યશસ્વી છે, અને જેના તરફ તું દયાળુ છે, તે સર્વનો પૂજ્ય છે, અને તારા શત્રુઓની સ્ત્રીઓને શોક કરાવવાના કારણરૂપ છે, અને તેટલા માટે તું રૂદ્ર છે."

રાજા !–"બ્રહ્મા ! તથાસ્તુ"

બ્રહ્મા !–"તું સર્વ પ્રકારે યશસ્વી છે અને તેટલા માટે બ્રહ્મા જેવો છે,"



## વરૂણવાળા બ્રાહ્મણોને દક્ષિણા અને ભેટ.

ઉપર જણાવેલો વિધિ સમાપ્ત થતાં તરતજ સોમરસની સંખ્યાબંધ આહુતિઓ અગ્નિને અપાતી અને એક પ્યાલો ભરીને રાજા સમક્ષ સોમરસ ધરવામાં આવતો. રાજા મંત્રોચ્ચાર કરીને તે પી જતો તે પછી તે વરૂણ કરેલા સર્વ બ્રાહ્મણોને દક્ષિણાઓ અને ભેટો આપતો અધ્વર્યુને બે સોનાના આરસા, સામગાન કરનાર ઉદ્ગાતાને એક સોનાનો ગળુબંધ તથા પોતાનું ઉપવસ્ત્ર, હોમાવનાર હોતાને સોનાનાં કડાં, પ્રસ્તોતા તથા વૃત્તિહતાને એક્કેકો ઘોડો, બ્રહ્માને બાર જુવાન, અને બેજીવસની વાછડીઓ, મિત્રાવરૂણને એક વાઝણી ગાય, બ્રહ્મણચ્છસીને સામર્થ્યવાળો એક આખલો, નેષ્ટૃ તથા પોતૃને લુગડાં, અચ્છાવાકને જવનું ભરેલું એક ગાડું તથા અગ્નિધ્રને એક બળદ, એ પ્રમાણે રાજા સર્વને તેને યોગ્ય ભેટ આપતો હતો.

ભેટ દક્ષિણાનું કાર્ય પુરૂં થતાં ઘી, દહી, અને ખીરની આહુતિઓ અગ્નિ, ઇંદ્ર, વિશ્વેદેવા, મિત્ર, વરૂણ, અને બૃહસ્પતિને ઉદ્દેશીને અપાતી હતી. તે થઇ રહેતા ગળે સારી રીતે ખીલી રહેલી આંચળોવાળી, એક બેજીવસતી બકરીનો અને સગર્ભા વાછરડીનો હોમ આદિત્ય તથા મરૂતને ક્રમવાર અપાતો હતો

આ ક્રિયાઓ અને હોમોની લાંબી યાદીમા સૌથી છેલ્લો વિધિ "સૌત્રમણિ" નો છે. તે માટેની તૈયારીઓ ત્રણ દિવસ આગમચ કરવામા આવતી હતી. સુકી અને પાકી ખારેકો (ક્રાલ), નાનાં ગોળ બોર (બદ્રી) અને હરડાં બેડાં, એ સર્વ સંભાળથી ચોખ્ખા સાફ કરીને લાવવામાં આવતાં. ને સર્વનો ભૂકો કરીને તેમા સિંહ, વ્યાઘ્ર, અને વરૂની રૂવાંટી તથા જવનો લોટ, ફીણ અને દાભની કુંળી સેરો ભેળવવામા આવતી, તથા તે સર્વને પાણીના મોટા વાસણમાં નાખીને ફીણ ચઢાવવામાં આવતું જ્યારે આ સર્વ સપૂર્ણ રીતે બરબડી ઉઠતું ત્યારે તેમાંથી રસ કાઢવામા આવતો અને ઉપયોગ માટે સાચવી મુકવામા આવતો આદિત્ય અને મરૂતોને બલિદાન અપાયા પછી એક ભુરા બકરાને અને એક આખલાને બલિદાનમા હોમવામાં આવતા અને આ કાઢેલા રસની આહુતિઓ હોમાતી, તેમ તે સાથે ઘી તથા ખીરની આહુતિઓ પણ હોમાતી, હતી. અને

છેવટે રાજા પોતે આ ઉત્તેજિત કરનારા રસનો પ્યાલો પીને આ અભિષેક ક્રિયાની સમાપ્તિ કરતો હતો.

હાલના સમયે થતી રાજ્યાભિષેકની ક્રિયાઓ સાથે પ્રાચીન ક્રિયાઓમાં ઘણો તફાવત માલમ પડે છે. અગાઉના વખતમા ધર્મ ક્રિયાને વધારે માન આપવામાં આવતું હતું જ્યારે હાલના સમયે ભભકાને વિશેષ માન અપાય છે એટલુ છતા ધાર્મિક ક્રિયાઓ તદ્દન છોડી દેવામાં આવી નથી

---

## પ્રકરણ ૩ જું.

---

### સાતમા એડવર્ડનું ટુંક જીવન વૃતાંત.



પ્રતાપી નામદાર મહારાણી શ્રી વિકટોરિયાના પાટવી કુંમાર નામદાર સાતમા એડવર્ડનો જન્મ લંડન ખાતે બકીંગહામ મહેલમા ઇ. સ. ૧૮૪૧ ના નવેંબર મહિનાની ૯ મી તારીખે સવારે ૧૦ ને ૪૮ મિનીટે થયો હતો. એ વાત લોકોની જાણમાં લાવવાને માટે એક કાગળ ઉપર સારી રીતે લખીને બહાર ચોડવામાં આવ્યું. તે કાગળ ઉપર ચાર સરકારી ડાકટરોની સહી હતી તેમા વખત બરાબર બતાવીને વધારે લખ્યું હતું કે "ક્ષેમ કુશળ પ્રસત્ થયું છે અને મા દીકરો ક્ષેમ કુશળ છે."

લંડનમાં એવો રીવાજ છે કે, એવા જન્મ વેળાએ રાજમહેલના પહેરા ઉપર જે કેપટન હોય તેને એકદમ મેજરની પદવી ઉપર ચડાવવો; પરંતુ આ પ્રસંગે એવો ચમત્કાર બન્યો કે, પુત્ર જન્મની વધામણી મળી તે વેળાએ પેહરાની બદલી

થતી હતી ત્યારે એ વધારો બેમાંથી કોને આપવો એવી તકરાર ઉત્પન થઇ પરંતુ તેનો ફેંસલો કેવો થયો તે બાબત ઇતિહાસમાં કોઈ સ્થળે લખાયલું નજરે પડતું નથી.

શાહજાદાના જન્મના ખુશ ખબર દુનીઆના ભાગોમાં ચોમેર ફેલાયાથી નામદાર મહારાણી અને એમના ધણી ઉપર મુબારક બાદીના અસંખ્ય પત્રો અને તારો આવી પહોચ્યા એટલુંજ નહિં પણ પતિ પત્નીને ઇંગ્લાંડના તથા દેશપરદેશના અમીર ઉમરાવોએ અભિનંદન આપવામાં કોઈ પણ રીતની મણા રાખી નહિં.

ઈંગ્લંડના રાજકર્ત્તાના પાટવી તરીકે ચાલતો આવેલા હક પ્રમાણે તે નામદાર જન્મતાંજ ડયુક ઓફ કોર્નવોલ બન્યા અને જન્મ પછી ચોથે અઠવાડીએ શહેનશાહી દસ્તાવેજથી પ્રીન્સ ઓફ વેલ્સ અને અર્લઓફ ચેસ્ટર થયા. ઘણા સેકા થયા રાજકર્ત્તાના પહવીને જન્મતાજ ડયુક ઓફ કોર્નવોલની પદવી મળે છે એ પદવીને અગે તે વિશાળ ડચીનો કુલ મુખત્યાર હકદાર થાય છે. તે ડચીની ૬૦ હજાર પોંડની વાર્ષિક આવક છે આ ઉપરાત શાહજાદાને ડયુક ઓફ રોથર્સ, અને સેક-સકોબર્ગ ગોથાના ઉમરાવ પદ મળ્યા. તેના જન્મ પછી એક માસે મહાગણીએ પોતાના કાકા બેલ-જીઅમના રાજા લીઓપોલ્ડને એક પત્રમાં લખ્યું,

કે "મારો નાનો લાડકવાયો કેના જેવો નીકળશે તે સંબધી મને ઘણા નવાઇ જેવા વિચાર આવે છે હરેક રીતે શારીરિક અને માનસિક સંપત્તિમાં તે તેના પિતા જેવો નીકળે એવી મારી તીવ્ર અભિલાષા છે અરે મારા અતિ વહાલા કાકા ! આલબર્ટ જેવો સંપૂર્ણ માણસ મારો ધણી હોવાથી હું કેટલી બધી સુખી છું, કે આપ, કે જેમની મારફતે મારો આ સંબંધ થયેલો છે, તે જો એ જાણો તો તમે આનંદ પામ્યા વગર રહોજ નહી !"

## બેપટીઝમ સંસ્કાર.

શાહજાદાને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવાનો ઘણો મોટો સમારભ ઇ. સ. ૧૮૪૨ ના જાનેવારી મહીનામાં થયો હતો. તેમાં જુના રીવાજ પ્રમાણે પેલેસ્ટાઇન દેશ માંહેલી જોરડન નદીનું પાણી લાવવામાં આવ્યું હતું. એ સમારંભમાં એકંદર ૩૦ લાખ રૂપિયાનું ખર્ચ કરવામા આવ્યું હતું તેમા ફક્ત ૭૦૦૦ રૂપિયાનાં ઝભલાં ટોપી હતાં. શાહજાદાના પિતાના અને તેનાં માના બાપના ઉપરથી એમનું નામ આલબર્ટ એડવર્ડ રાખ્યું હતું.

સાત વર્ષની ઉમરે બચપણની તાલીમ પૂરી થયા પછી કોણે અને કેવા પ્રકારની તાલીમ ઇગ્લાંડના ભવિષ્યના રાજાને આપવી એ એક ગંભીર

સવાલ થઇ પડયો. અંતે એવું ઠરાવવામાં આવ્યું કે, ઇંગ્લાંડના ભવિષ્યના રાજાને એવા પ્રકારની માનસીક અને નીતિ વિષયક કેળવણી આપવી કે જેથી તેઓ પ્રજા નિયત્રિત રાજ્યના એક નમુને-દાર રાજા અને ખ્રીસ્તી ધર્મના ચુસ્ત પાળનાર થવા ઉપરાંત તે વખતની ભિન્ન ભિન્ન સામાજિક, વિજ્ઞાન–સબંધી, અને રાજકીય હીલચાલો સાથે દિલસોજી ધરાવનારા નીવડે. આ ઉપરથી મિ. હેન્રી બર્ચને નાના શાહજાદાના શિક્ષક તરીકે પસંદ કરી નીમવામાં આવ્યા હતા.

શાહજાદાઓ અને ખાસ કરીને જેને રાજ્ય ચલાવવાનું છે, તેવા રાજકુમારોની સારી કેળવણી ઉપર ઘણોજ મોટે ભાગે આવા સમયમા પ્રજાના કલ્યાણનો આધાર રહે છે. મિ. બર્ચે ઘણાં વર્ષ સુધી આ જોખમદાર કામ બજાવ્યું અને તેની તે જગોએ મિ ફ્રેડરીક ડબલ્યુ ગીબ્સ આવ્યો. તે ૧૮૫૧ થી ૧૮૫૮ સુધી શિક્ષક તરીકે રહ્યા.



## જાહેરમાં ભાગ

સને ૧૮૪૯ માં "કોલસાનું બજાર" ખોલવામાં સને ૧૮૫૨ માં લંડન ખાતે ભરવામા આવેલા પ-હેલા પ્રદરશનમાં તેમણે જાહેર ભાગ લીધો હતો તે વખતે તેમના ગુરૂ મરણ પામવાથી મી. ગ્રોવ્સની

ગુરૂ તરીકે નીમણુંક થઇ હતી. બાર વરસની વયે પોતાનાં માતુશ્રીના લગ્નના વાર્ષીક મહોત્સવના પ્રસંગે મહેલમાં અમુક પાત્ર ભજવી પોતાની ચાલાકી બતાવી હતી તે પછી થોડે વખતે તેઓએ ઉમરાવોની સભામાં પોતાના માતુશ્રી સાથે બેઠક લીધી હતી. સને ૧૮૫૫ મા ક્રીમીયાની લડાઇમા ઘાયલ થયેલા સીપાઇની જાતે મુલાકાત લેવા પોતાના પિતા સાથે ગયો હતો અને તેમની મદદમાં ઉઘાડેલાં ફંડમા મદદ માટે પોતે કોતરેલું ચીત્ર મોકલી ૫૫ ગીનીનું ઇનામ જીત્યું હતું,

## માતા પિતાના કાબુમાંથી મુક્ત થવું

તા૦ ૯ મી નવેમ્બર સને ૧૮૫૯ ને દીવસે એની ૧૮મી વરસગાંઠ હતી તે દિવસે તેના ઉપર મહારાણી સાહેબ વીકટોરીઆએ એક મોટો પત્ર લખ્યો હતો તેમા ગણુ પ્રેમ અને મમતાળુપણાથી એવું લખ્યું હેતુ કે આજથી તારા ઉપર મારો અથવા તારા બાપનો અધિકાર નથી અમારી કેળવણી આપવાની રીત તને ઘણી સખત લાગી હશે. પણ એ તારા ભલાને માટેજ એવી યોજના કીધી હતી તને આત્મ સ્તુતિ જેવો કોઇપણ મોહપાશ પડશે એવું જાણીને તેમા તુ ન સપડાય એવી તારા અંતઃકરણની તૈયારી કરેલી છે, હવે તું સ્વતંત્ર છે ફલાણું કરો અને ફલાણું ન કરો એવુ કહેવાનો અધિકાર હવે મારી

પાસે તેમજ તારા બાપ પાસે નથી. પ્રસગોપાત સલાહ મસલતો આપ્યા કરીશું ખરા માટે સભાળીને ચાલજો.

આ પત્ર વાંચતાજ નામદાર પ્રીન્સનું હૃદય ભરાઇ આવ્યું હતું. અને તેજ દીવસથી રાજપુત્રને રહેવા માટે જુદો મહેલ આપવામાં આવ્યો હતો.

## પિતાનું મરણ.

સને ૧૮૬૧ ના નવેબર માસમા મહારાણી શ્રીના માથાના મુગટ પ્રિન્સ કોનસોર્ટની તબીયત બગડી માંદગી ગભિર પ્રકારની છે એવું ધારવા માટે કઇ પણ કારણ ન હતું; તોપણ થોડા દિવસ પછી તાવ લાગુ થયો અને ૪૩ વર્ષની જુવાન વયે તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો અને મહારાણી શ્રી વિક્ટોરિયાના પતિ સુખનો સૂર્ય અસ્ત થયો. યુવરાજ આલબર્ટ એડવર્ડ જ્યારે પોતાના ભલા પિતાની કબરની બાજુએ ઉભા હતા ત્યારે તેઓ ધીરજ રાખી શકયા નહોતા અને મોટેથી રડી પડ્યા હતા

## ના. એલેકઝાંદ્રા સાથે સંબંધ.

તેઓ અભ્યાસ છોડી જર્મનીના પ્રવાસે ગયા હતા જ્યાં ડેનમાર્કની શાહજાદી એલેકઝાંદ્રા સાથે પહેલી ઓળખાણ થઇ હતી ત્યાર પછી તેમના પિતા ભલા

આલબર્ટ મરણ પામવાથી તેનો શોક દુર કરવા ઈજીપ્તની મુસાફરીએ ગયા હતા. ત્યાથી પોતાના પીત્રાઇ બેલજીયમના રાજા પાસે જતા. ત્યા શાહજાદી એલેકઝાંદ્રા સાથે પાછી મુલાકાત થઈ અને આખરે તેમના માતુશ્રીએ શાહજાદી સાથે સંબધ કરવા કબુલ્યું હતું અને તે મુજબ આ સગપણ સને ૧૮૬૨ મા છાની રીતે કર્યું હતું પણ યુવરાજ મોટી ઉમરે પહોચ્યા પછીજ તે જાહેર કર્યું હતું.

અને ૧૮૬૭ માં પાર્લામેંટે કાંઈ પણ મત ભેદ વિના યુવરાજનો પાંઉડ ૪૦ હજાર અને બાનુને ૧૦ હજાર પાઉડનું સાલીયાણું બાંધી આપ્યું હતું.



## સતાન સંપત્તિ.

ના. શહેનશાહ બાનુએ ૧૮૬૪ માં આલબર્ટ વીકટર શાહજાદાને જન્મ આપ્યો હતો. જે મોટી ઉમરે સને ૧૮૯૨ માં મરણ પામ્યો હતો. તે ઉપરાંત હમણાનો પ્રીન્સ ઓફ્ વેલ્સ આપણા નવા શહેનશાહના જ્યોર્જ પાચમો તથા શાહજાદીઓ લુઇસ, મોડાવીકટોરીયા, અને પ્રીન્સેસ મોડ એ ત્રણ પુત્રીઓ છે, જેમાની શાહજાદી લુઇસના લગ્ન એક અગ્રેજ ઉમરાવ ડયુક ઓફ્ ફાઈફ્ સાથે કરી બાદશાહી કુટુબ અને પ્રજા વચ્ચે સંબંધ વધાર્યો હતો.



# હિંદની મુલાકાત.

હિંદની મુલાકાતથી હિંદના વતનીઓને તેઓના ભવિષ્યના શહેનશાહ અને માતા જેટલાં દયાળુ સાધ્વી વિકટોરિયાના યુવરાજને આવકાર આપવાનો શુભ પ્રસંગ મળ્યો તેથી પોતાના રાજાને જોવા આતુર એવી હિંદુસ્તાનની સઘળી પ્રજા ઉપર એક જબરી અસર થઇ અને જેઓના સમાગમમા યુવરાજશ્રી આવ્યા તેઓ ઉપર યુવરાજે પોતાની સભ્યતા, વિનય, માયાળુ સ્વભાવ, અને દીલસોજીને લીધે એવી તો ઊંડી છાપ પાડી કે તે કદાપિ ભુસાશે નહિં. યુવરાજશ્રીની સને ૧૮૭૫ ના નવેંબર માસની ૯ મી તારીખે મુબાઇના બારામાં પધરામણી થઇ. હિંદુસ્તાનના પ્રયાસ દરમ્યાન તેઓશ્રીએ નીચેના સ્થળોની મુલાકાત લીધી હતીઃ—

મુંબાઇ, પુના, વડોદરા, ગોઆ, બેપુર, સીલોન, મદુરા, ત્રીચનાપલ્લી, મદ્રાસ, કલકત્તા, બનારસ, રામનગર, લખનૌ, કાનપુર, દિલ્લી, જમુ, લાહોર, આગ્રા, ગ્વાલીયર અને જયપુર

યુવરાજશ્રીને રાજયો તરફથી ઘણા સારાં નજરાણું કરવામા આવ્યાં હતા. કાસ્મીરના મહારાજાએ ૫૦ હજાર પાઉંડની કિંમતી ભેટ ધરી હતી જેમાંથી તેઓ નામદારે ૫ હજાર પાઉંડની ભેટનો સ્વીકાર કર્યો હતો. યુવરાજ જયારે હિંદમાંથી ઈંગ્લાંડ પાછા

સીધાવ્યા ત્યારે તેઓશ્રીની પાસેનાં નજરાણાંની કુલ કિંમત રૂ. ૭૫૦૦૦૦૦ ઉપરાંતની હતી. તેઓ શ્રી સહીસલામત ઇગ્લાંડમાં પાછા પધાર્યા તેથી તેઓશ્રીને હિંદની સુંદર કારીગીરીવાળા એક સોનાના દાબડામાં લંડનના શહેરીઓ તરફથી એક માનપત્ર આપવામા આવ્યું હતું

## બાદશાહી કુટુંબમાં માંદગી અને મરણ.

ઇ. સ. ૧૮૯૧ માં શાહજાદા જ્યોર્જ ( હાલના નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા ) ને ટાઇફૉઇડ તાવ આવવાથી બાદશાહી કુટુંબ ચિંતાતુર બન્યું હતું, પરંતુ તેમને આરામ થવાથી ચિંતાનાં વાદળ તરતજ વીખરાઇ ગયાં, પરંતુ થોડાજ વખતમાં પ્રિંન્સ આલબર્ટ વિકટર, ડયુક ઑવ્ ક્લેરેન્સ ( સ્વર્ગસ્થ શહેનશાહના યુવરાજ ) 'ઇન્ફ્લ્યુએન્ઝા' ની બીમારીમાથી માંદા પડયા. આ બીમારીનું પરિણામ નાશકારક આવશે એવુ ધારવામાં આવતું ન હતું, પરંતુ સમગ્ર પ્રજા, યુવરાજશ્રી આલબર્ટ એડવર્ડ, અને યુવરાજ્ઞી શ્રી એલેક્ઝાન્ડ્રા તથા દાદીમા મહારાણી વિક્ટોરિયાને દુખ દરીયામા ડુબાડી ડયુક ઑવ્ કલેરન્સે આફાની દુનિયાનો ત્યાગ કર્યો.

ઇ. સ ૧૯૦૦ માં બ્રસેલ્સના નૉર્ડ સ્ટેસનમાં યુવરાજ શ્રી જ્યારે આગગાડીના ડબામાં બેઠા હતા

તે વેળા **સીપીડો** નામના એક જુવાન છોકરાએ તેમની જિંદગીનો નાશ કરવાની બુરી ધારણાથી તેમનાપર એક ગોળી છોડી હતી. સદ્‌ભાગ્યે તે ગોળીથી યુવરાજશ્રીને બીલકુલ ઇજા થઇ નહિં કારણુ કે તે આડી ચાલી ગઇ. આ બનાવથી યુવરાજશ્રી જરાપણુ ગભરાયા નહિં એ પણુ તેમના ધૈર્યનો એક નમુનાદાર દૃષ્ટાંત છે. યુવરાજશ્રીના પ્રાણુ લેવા માટે આ સિવાય કોઇ પણુ વેળા પ્રયાસ કરવામાં આવ્યો ન હતો.



## મહારાણીશ્રી વિકટોરિયાનું મૃત્યુ, નામદાર શહેનશાહનું રાજ્યારોહણુ.

સને ૧૯૦૧ ના જાનેવારી માસની ૨૨ મી તારીખે સાંજે દયાળુ સાધ્વી મહારાણીશ્રી આફાની દુનિયાનો ત્યાગ કરી પરમ શાંતિને પામી ગયાં. બીજે દિવસે યુવરાજશ્રી આલબર્ટ એડવર્ડ ઓસબોર્નથી લંડન આવી પહોંચ્યા અને પ્રિવીકાઉન્સિલની સમક્ષ રાજા તરીકે સોગંદ લીધા અને રાજા તરીકેનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો. જે **એકરારનામું** તથા **ઢઢેરો** ( જાહેરપત્ર ) આ નીચે આપવામા આવે છે.



## ( શાહેનશાહનું ) એકરારનામું.

નામદાર રાજવંશીઓ, ઉમરાવો અને સદ્દગૃહસ્થો,

આજે મારે કદી આવી ન પડે એવા ઘણાજ ખેદયુક્ત પ્રસંગે તમારી આગળ બોલવું પડે છે. મારી પહેલી અને દુઃખદ ફરજ મારાં પ્રીય માતુશ્રી માહારાણીજીના દેવલોકની ખબર કહેવા સંબંધી છે. અને જે અનીવાર્ય નુકશાન આપણને ગોને થએલ છે તેના સબધે તમો, આખી પ્રજા અને મારા સમજવા પ્રમાણે એમ કહું તો ચાલે કે આખી દુનિયાં કેટલી બધી દીલસોજી મારા પ્રત્યે ધરાવો છો તે હું જાણું છું. મારે કહી બતાવવાની જરૂર નથી કે જે ભારે બોજો હવે મારે શીર આવી પડયો છે તે ઉઠાવી લેવામા હું હમેશા તે મરહુમને પગલે પગલે ચાલવાના પ્રયત્નો જારી રાખીશ. "રાજ્ય બધારણના નિયમાનુસાર ઠરેલ રાજ્યકર્તા" એ શબ્દોના ખરેખરા અર્થ પ્રમાણેનોજ ( રાજ્યકર્તા ) નીવડવાનો અને જયા સુધી મારા દેહમા પ્રાણ હશે ત્યા સુધી મારી પ્રજાનાં હીત અને સુધારા માટેના કામ કરવાનો મેં મારા મન સાથે ચોક્કસ નીર્ણય કર્યો છે. એડવર્ડ કે જે નામ અગાઊ થઇ ગયેલ મારા છ વડીલો ધરાવી ગએલા છે તે નામથી ઓળખાવાનો મેં નીશ્ચય કર્યો છે. જો કે મેં એમ કર્યું છે તો પણ મારા

કદી વીસારી સકાય નહીં તેવા અને મારા સમજ-
વા પ્રમાણે યોગ્યતા પુર્વક સર્વાઅનુમતથી "ભલા
આલબર્ટ"ના નામથી ઓળખાતા માહાન અને
અક્કલમંદ પીતા તરફથી મને વાર્સામાં મળેલા
આલબર્ટ નામની કીંમત હું ઓછી ગણુતો નથી
પરંતુ મારી ઇચ્છા એવી છે કે તેમનું નામ તો
ઇતિહાસમાં એકલુંજ આવવુ જોઇએ. છેવટ હું
જણાવું છું કે જે મુશ્કેલી ભરેલી ફરજ વારસાની
રૂએ હવે મારાપર આવી પડેલી છે અને જે બ-
જાવવામાં મારા બાકી રહેલા જીવત પર્યંત મારી
સઘળી શકતીનો ઊપયોગ કરવાનો મેં નીશ્ચય
કીધો છે તેના સબધમા પાર્લામેન્ટ અને પ્રજા
મને સાહાયભૂત રહેશે એવો હું ભરોસો રાખુ છે.

ગ્રેટબ્રિટન અને આયરલેન્ડના રાજા અને હિં-
દના શેનશાહ નામદાર સાતમા એડવર્ડ રાજાને ત
ખ્તનશીન કીધા બાબતનો ઢઢેરો ( જાહેર પત્ર )
અને એ નામદારે કરેલ એકરાર—મુંબઇ ઇલાકાના
નામદાર ગવરનર સાહેબના હુકમથી તા ૨૬ જાને-
વારી સને ૧૯૦૧ ના મુબઇ ખાતાના સરકારી ખા-
સ ગેઝીટમાં પ્રસીદ્ધ થયા પ્રમાણે

---

## ઢઢેરો ( જાહેર પત્ર. )

આપણાં મહાન કીર્તીવંત મહારાણી શ્રી કવીન
વીકટોરીયા જેમને સર્વ શક્તિમાન પરમેશ્વરે પોતાની

કેદમમાં બોલાવી લીધાં છે તેમના સ્વર્ગવાસથી ગ્રેટ-બ્રીટન અને આયરલેન્ડના સંયુક્ત રાજ્યનો પાદશાહી તાજમાહાન પ્રીન્સઆલબર્ટ એડવર્ડને સ્વતંત્રપણે અને ખરા હકની રૂએ મળેલ છે, માટે અમો આ રાજ્યની પાર્લામેન્ટમાં બેસનાર ધર્માધ્યક્ષો તથા અગ્રીરો મરહુમ નામદાર મહારાણીશ્રીની પ્રીવીકાઉન્સીલ (મંત્રી મંડળ) ના સભાસદો તેમજ બીજા ઘણા આસાદાર આગેવાન ગૃહસ્થો અને લંડન શેહેરના લોર્ડ મેયર (મુખ્ય હાકેમ) એલ્ડરમેન (શેહેર કોટવાળ) અને શેહેરીઓની સ્હાયતાથી હવે આ ઉપરથી વાણી અને મનની એકતા અને સંમતિ-પૂર્વક પ્રસિદ્ધ કરીએ છીએ કે આપણા મરહુમ કીર્તિવંત રાણીજીના સ્વર્ગવાસથી હવે નેકનામદાર પ્રીન્સ આલ્બર્ટ એડવર્ડ ઈશ્વરકૃપાથી ગ્રેટબ્રીટન અને આર્યલેન્ડના સંયુક્ત રાજ્યના રાજા, ધર્મધુરંધર, અને હિંદના શહેનશાહ કાયદેસર અને ખરા હકદાર માલીક શ્રી સાતમા એડવર્ડ રાજા ઠર્યા છે,-અમો અમારા ખરા જીગરના અને માન્યપૂર્વક સ્નેહસહિત પૂર્ણ વફાદારી અને સદા આજ્ઞાંકિતપણાથી એમની સેવા બજાવવાને કબુલત આપીએ છીએ, તેની સાથે વળી જેની કૃપાવડે રાજા અને રાણીઓ રાજ્ય કરે છે તે પ્રભુ મહારાજા એડવર્ડ સાતમાને અમારાપર રાજ્ય કરવા માટે દીર્ઘ અને સુખદ આયુષ્ય આપે એવી નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

આજ ઇ. સ. ૧૯૦૧ ના જાનેવારી માસની તા. ૨૩ ને રોજ સેંટ જેઇમ્સના દરબાર-મંડપમાં જાહેર કીધો.

રાજા થયા પછી શહેનશાહ એડવર્ડની એવી ઇચ્છા હતી કે પોતાના પિતા "ભલા આલબર્ટ" નુ નામ પોતાના નામની સાથે જોડાયા વિનાનું એટલે એકલુંજ રહેતો સારૂં. આથી તા. ૨૪ મી જાનેવારીને દિવસે લંડનમાં ઢંઢેરો પીટાવી નામદાર શહેનશાહ સાતમા એડવર્ડને ઇગ્લાંડના રાજા અને હિંદના શહેનશાહ તરીકે જાહેર કરવામાં આવ્યા. સાઠમે વર્ષે રાજગાદીએ આવ્યા પછી જે જે દેશો ઉપર તેમનો અમલ જાહેર કરવામાં આવ્યો હતો તે તે દેશના લોકોનો તો શું પરંતુ બીજા દેશોની પ્રજાનો પણ તેમના તરફ અત્યંત પૂજ્યભાવ હતો. જયારે શહેનશાહ એડવર્ડ ઇગ્લાંડ ના રાજા અને હિંન્દના શહેનશાહ થયા ત્યારે તેઓએ હિંદુસ્થાનના રાજા અને લોકો તરફ નીચેનો અભિનંદન પત્ર મોકલાવ્યો હતો:-



## મલિકે મુઆઝમ કૈસરેહિંદે હિંદુસ્તાનના રાજારજવાડા તથા લોકો ઉપર મોકલેલો પત્ર.

હિંદુસ્તાનના રાજા રજવાડા તથા લોકો —મ્હારાં પરમ પ્રિય માતુશ્રીના અત્યંત દુખદાયક મર-

ણુથી ઘણા લાંબા વખતથી અને વંશ-પરંપરાથી ઉતરી આવેલી રાજ્યગાદી મને પ્રાપ્ત થઈ છે, એ અવસરે હિંદુસ્તાનના રાજ્યકર્ત્તા દેશીરાજાઓને તથા મ્હારા હિંદુસ્તાનના રાજ્યમાંના રહેવાશીઓને હું મારી આશીષ મોકલું છું, અને તેઓનું કલ્યાણ કરવાની મારી ખરી અંતઃકરણની ઇચ્છા છે એમ તેઓની ખાત્રી કરવાનું હું ઇછું ધારૂંછું, ઈંગ્લાડના રાજ્યકર્ત્તાઓમાં, મારી અગાઉ ગાદીએ બીરાજનારાં યશસ્વી મહારાણી સાહેબ જેમને માટે આટલો બધો શોક કરવામાં આવે છે તેમણેજ પ્રથમ હિંદુસ્તાનનો રાજ્યકારભાર પ્રત્યક્ષ પોતાના હાથમાં લીધો હતો, અને તે વિશાળ દેશના રાજ્યકારભાર સાથે પોતાનો વધારે નીકટ સબંધ બંધાયો, તેના ચિન્હતરીકે કૈસરેહિંદનો ખીતાબ ધારણ કર્યો હતો.

હિંદુસ્તાનસાથે સબંધ ધરાવતી સઘળી બાબતોમાં મહારાણીસાહેબ એક સરખી ગાઢઅંગત કાળજી દર્શાવતાં, અને ખુદ તેમના તરફ તથા તેમની રાજગાદી તરફ તેમની પ્રજામાંના કરોડોએ દર્શાવેલી રાજ્યભક્તિની તથા પ્રેમની લાગણીથી હું સારી રીતે વાકેફ છું.

આ લાગણી રાજ્યકર્ત્તા દેશીરાજાઓ ઉદાર અંતઃકરણથી તથા સ્વદેશાભિમાનથી દક્ષિણ આફ્રીકાની લડાઈમા મદદ કરવાને આગળ પડયા તે ઉપરથી તથા દેશીલશ્કરે પોતાના દેશની બહાર બજાવેલી

બહાદુરી ભરેલી નોકરીથી મહારાણી સાહેબની લાંબી તથા કીર્તિવંત કારકીર્દીના છેલ્લા વર્ષમાં સ્પષ્ટ રીતે દેખાઈ આવી હતી.

મેં હિંદુસ્તાનની મુલાકાત લીધી અને તે પ્રાચીન તથા પ્રખ્યાત શેહેનશાહતના રાજ્યકર્ત્તા દેશીરાજાઓનું તથા લોકોનું મારી જાતે ઓળખાણ કર્યું; તથા ત્યાંના મોટાં મોટા શહેરોની માહિતી મેળવી તે મહારાણી સાહેબની ઇચ્છા ઉપરથી તથા મંજુરીથીજ હતું.

તે વખતે ત્યા મ્હારા મનઉપર જે ઉંડી છાપો પડી હતી તે હું કદીપણ વીસરીશ નહિ, અને પહેલાં કૈસરેહિંદે આપેલા મહાન્ દાખલાને અનુસરીને હિંદુસ્તાનમાંની મારી સઘળા વર્ગની પ્રજાનું સામાન્ય કલ્યાણ કરવાને તથા તેમની માફકજ તે પ્રજાની અખંડ રાજ્યભક્તિ અને પ્રેમને પાત્ર થવાને હું પ્રયત્ન કરીશ.

સને ૧૯૦૨ ના જાનેવારી માસની ૧૯ મી તારીખે નામદાર શહેનશાહે શહેનશાહ બાનુ સાથે પાર્લામેન્ટ ખુલ્લી મુકી. બોર લોકોનો પરાજ્ય થવાથી આ વર્ષના મે માસની ૩૦ મી તારીખે રાતે સાડા દસ વાગે પ્રીટોરીઆમાં અગ્રેજો તથા બોર વચ્ચે સલાહની સરતો ઉપર સહીઓ કરવામાં આવી અને આ લાંમા અને ભયાનક વિગ્રહનો અંત આવ્યાથી ઇંગ્લાંડમા ખુશ ખુશાલી પથરાઈ રહી.



# નામદાર શહેનશાહની ભયંકર માંદગી આરામ અને આભાર.

તા. ૨૬ મી જુનનો દિવસ રાજ્યાભિષેકને માટે નક્કી કરવામા આવ્યો હતો અને તેને માટે ગંજાવર પાયા ઉપર તૈયારીઓ ચાલી રહી હતી એટલુંજ નહિ પણ દેશપરદેશથી રાજા રજવાડાઓ, મોટા મોટા શહેનશાહના પ્રતિનિધિઓ અને એલચીઓ વગેરે આવી પહોંચ્યા હતા દરમિયાન ૧૫ મી જુનના રોજ જાહેર કરવામા આવ્યું કે નામદાર શહેશાહને શરદી થઈ આવી છે અને તેથી તેમને સંધીવા થઇ આવ્યો છે. દિવસે દિવસે જેમ રાજ્યાભિષેકની ધામધુમ વધતી ગઇ તેમ શહેનશાહના દરદે પણ વધારો કર્યો તેથી તા. ૨૪ મીના રોજ જાહેર કરવામાં આવ્યું. કે નામદાર શહેનશાહને શસ્ત્ર પ્રયોગમાથી પસાર થવું પડશે. આવા અચાનક સમાચારથી સમગ્ર પ્રજા તેમજ પરોણાઓના દુંખનો કઇ પાર રહ્યો નહિં, અને સર્વત્ર નામદાર શહેનશાહને જલદી આરામ થઇ જાય એટલા માટે અંતઃકરણ પૂર્વક. પ્રભુની પ્રાર્થના કરવામાં આવી પ્રભુ કૃપાથી તેમની તબીયત ધીમે ધીમે સુધરતી ચાલી અને તા ૯ મી ઓગષ્ટને દિવસે રાજ્યાભિષેક કરવાનું નક્કી કરવામા આવ્યું.

રાજ્યાવિષેકની ક્રીયા ઘણીજ ધામધુમથી કરવામાં આવી અને હિંદમા રાજ્યાભિષેકનો દિવસ

ઉજવવાનો બાદશાહી દરબાર ભરવાનો દિવસ તા. ૧ લી જાનેવારી સને ૧૯૦૩ નો ઠરાવવામાં આવ્યો.

તા. ૧ લી જાનેવારી સને ૧૯૦૩ ના રોજ હિંદુસ્તાનના વાઇસરૉય અને ગવરનરજનરલ લૉર્ડ કર્ઝને હિંદના પાયતખ્ત શહેર દિલ્લીમા બાદશાહી દરબાર ભર્યો એ દરબાર અગાઉના દરબાર કરતાં ઘણોજ ઉત્તમ હતો અને તેમા હિંદના ઘણા નામાંકિત રાજાઓએ ઉમંગથી ભાગ લીધો હતો.

નામદાર શહેનશાહ તરફથી રાજ્યા રોહણનું જાહેરનામું અને બાદશાહી સંદેશો હિંદ ખાતે મોકલામા આવ્યો હતો જે ઉપયોગી હોવાથી અક્ષરસ આ નીચે આપ્યો છે:—



## માલીકે મુઆઝમ કૈસરેહિંદનું જાહેરનામું.

### માલીકે મુઆઝમના હિંદી સામ્રાજ્યમાં માલીકે મુઆઝમના રાજ્યારોહણનો મહોત્સવ પાળવા સારૂ એક દિવસ મુકરર કરવા બાબત.

**એડવર્ડ, આર. આઈ.** અમારાં રમગણીય સાર્વભૌમ મહારાણી વિકટોરિયા ઇ સ ૧૯૦૧ ના જાન્યુઆરી મહિનાની તા ૨૨ મીએ સ્વર્ગવાસી થયાથી અમે "સાતમા એડવર્ડ ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના સંયુક્ત રાજ્યના માલીકે

મુઆઝમ તથા ધર્મરક્ષક અને કૈસરેહિંદ" એ નામ તથા ખિતાબ ધારણ કરીને ગાદીનશીન થયા અને અમારા પાદશાહી રાજ્યારોહણનો મહોત્સવ સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી સને ૧૯૦૨ ના જુન મહિનાની તા. ૨૬ મીએ પાળવો એવો વિચાર અમારા રાજ્યના પ્રથમ વર્ષમાં અમે ઇ સ ૧૯૦૧ ના જુન મહિનાની તા. ૨૬ મીના તથા ડિસેમ્બર મહિનાની તા. ૧૦ મીના અમારા પાદશાહી જાહેરનામાઓમા પ્રદર્શિત કરીને પ્રસિદ્ધ કર્યો, અને આ મહોત્સવ સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી ગયા ઓગષ્ટ મહિનાની તા. ૯ મીને શનિવારને રોજ પાળવાને અમે શક્તિ-માન થયા.

આ મહોત્સવ આ પ્રમાણે પાળ્યાની વાત અમારા હિંદી સામ્રાજ્યની અમારી સમગ્ર પ્રિય પ્રજાને જાહેર રીતે જણાવવી; એવી, તથા તે વખતે જે સમારમ્ભ થાય તેમાં અમારા ગવર્નરોને લેફ્ટેનન્ટ ગવર્નરોને, તથા રાજ્યકારભાર ચલાવનાર મુખ્ય અમલદારોને, તથા અમારા સરક્ષણ હેઠળનાં દેશી રાજ્યોના રાજારજવાડાઓ તથા અમીરઉમરાવોને, અને અમારા હિંદી સામ્રાજ્યના સઘળા પ્રાંતોના પ્રતિનિધિઓને સામેલ થવાની તક આપવી એવી અમારી ઇચ્છા તથા ઉત્કંઠા છે.

સબબ અમે અમારી આ ઇચ્છા તથા ઉદ્દેશ આ અમારા પાદશાહી જાહેરનામાદ્વારા પ્રકટ કરીએ છીએ, અને અમારા નેક, વિશ્વાસુ તથા પરમ પ્રિય કાઉન્સિલર જ્યોર્જ નેથનિયલ લોર્ડ કર્ઝન ઑફ કેડલ્સ્ટન, જે અમારા હિંદુસ્તાનના વૉઇસરાય અને ગવર્નરજનરલ છે તેમને અમારા રાજ્યારોહણનો મહોત્સવ પૂરો થયાની વાત જાહેર કરવા સારૂ સને ૧૯૦૩ ના જાન્યુઆરી મહિનાની તા ૧ લીએ દિલ્લી મુકામે એક પાદશાહી દરબાર ભરવાનો તથા તેમા આ જાહેરનામું લાગતાવળગતા સઘળા લોકોની જાણ માટે વાંચી સંભળાવવાનો હુકમ કરીએ છીએ.

અમારી સેન્ટ જેમ્સની કોર્ટમાથી તા. ૧ ઓક્ટોબર સને ૧૯૦૨ ને રોજ અમારા રાજ્યના બીજા વર્ષમાં આપ્યું.

ઈશ્વર માલીકેમુઅઝમનું રક્ષણ કરો !

---

# મહીકાંઠા ડીરેકટરી.

રૉયલ ૮ પેજી ૫૮૦ પાનાનુ પાકી બાઇન્ડીંગનું પુસ્તક જેની કિમત રૂ. ૫-૦-૦ છે અને આજ સુધીમા સંખ્યા લંધ કોપી ઉડી ગઈ છે તેની હાલ થોડી પ્રત સીલક છે તે ત. ૩૧-૧૨ સુધીમા મંગાવશે તેમને રૂ, ૩ ૮-૦ મા આપવામા આવશે પોસ્ટેજ જુદું

દામોદર રેવાદાસ

કારભારી તા. રૂપાલ પોષ્ટ અમનગર

( મહીકાંઠા )

# પરમકૃપાળુ માલિકેમુઆઝમ કૈસરેહિંદે હિંદુસ્તાનના લોકોને મોકલેલા અને આલીજનાબ વૉાઇસરૉય સાહેબ બાહાદુરે દિલ્લી દરબારમાં વાંચી સંભળાવેલા સંદેશાનો તરજુમો.

અમારા રાજ્યારોહણનો મહોત્સવ અમારી હિંદની પ્રજા પાળે છે, તે પ્રસંગે તેને મુબારકબાદી ઈચ્છનારો સંદેશો મોકલતાં અમને ઘણો આણંદ થાય છે. લંડનમા થએલી રાજ્યારોહણની ક્રિયામાં હિંદુસ્તાનના ઘણા થોડા રાજા રજવાડાઓ તથા પ્રતિનિધીઓ હાજર થઈ શકયા હતા. સબબ હિંદુસ્તાનના સઘળા રાજા રજવાડાઓને, સરદારોને તથા લોકોને તેમજ હિંદુસ્તાનના અમારા સરકારી અમલદારોને તે માંગળિક ક્રિયાનિમિત્ત ઉત્સવ કરવાની તક મળે તેટલા સારૂ દિલ્લીમાં મોટી દરબાર ભરવાની અમે અમારા વોઈસરૉય તથા ગેવર્નરજનરલને આજ્ઞા કરી.

અને ૧૮૭૫ ના વર્ષના હિંદુસ્તાનમાંના અમારા પ્રવાસ પછી અમે તે દેશ તથા ત્યાની સમગ્ર પ્રજા તરફ અગાધ પ્રીતિની દ્રષ્ટિએ જોતા આવ્યા છઇએ, અને અમારા બાદશાહી કુટુંબ તથા ગાદી પ્રત્યે તેઓ જે સત્ય ભાવ યુક્ત રાજનિષ્ઠા દર્શાવતાં આવ્યા છે તેથી અમે અજાણ્યા નથી. છેલ્લા કેટ-

લાકુ વર્ષોમાં તેમની એવી પ્રીતિનાં અનેક પ્રમાણો અમને મળ્યાં છે અને અમારા સામ્રાજ્ય માટે થએલા વિગ્રહોમા તથા અમારા સામ્રાજ્યને મળેલા વિજયોમાં અમારી હિંદુસ્તાનની સેનાએ ઉત્તમ સેવા બજાવી છે. અમારા પ્રિય પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ તથા તેમની પત્ની પ્રિન્સેસ ઓફ વેલ્સ હિંદદેશ જાતે જઈને જોય એવી અમારી સદૈવ ઇચ્છા હોવાથી, અને તેમ કરવાની તેમની પણ ઉત્કંઠા હોવાથી, તેઓ હવે થોડા વખતમા તે દેશની અંગત ઓળખાણ કરી લેશે એવી અમને પૂર્ણ આશા છે. જો અમારાથી બની શકે એમ હોત તો, આ સ્મરણીય પ્રસગે અમે પોતે હિંદુ-સ્તાનમાં ખુશીથી આવત, તોપણ અમારા રાજ્યા રોહણના હિંદમા ઉજવવામાં આવનારા ઉત્સવની ધામધુમમા સામેલ થવાને હિંસ્તાનમાં અત્યાર પેહેલા જાણીતા થઇ ગયેલા અમાગ વ્હાલા બધુ નામદાર ડયુક ઑફ કૅાનૅાટને બાદશાહી કુટુંબના પ્રતિનિધી તરીકે મોકલ્યા છે. અમારાં પરમપુજ્ય માતુશ્રી મહારાણી વિકટોરિઆ કૈસરેહિંદની પછી અમે ગાદીનશીન થયા તે વખતથી અમે એવો સંકલ્પ કર્યો છે કે જે દયાશીલ તથા ન્યાયી રા-જ્યધોરણને લીધે અમારાં સ્વર્ગવાસી માતુશ્રીપ્રત્યે હિંદની પ્રજાનો અપૂર્વ પૂજ્યભાવ તથા પ્રેમ બંધાયો હતો, તેજ ધોરણ કાંઇપણ ફેરફાર વગર

ચાલુ રાખવું હિંદુસ્તાનના અમારા તમામ ખંડિયા રાજાઓને તથા પ્રજાને અમે ફરીથી ખાત્રી આપીયે છીએ કે અમે તેમની સ્વતંત્રતા માટે કાળજી, તેમના મોભા, દરજ્જા તથા હક્ક માટે આદરભાવ, તે ઉન્નતિ માટે ઉત્સાહ અને તેમના કલ્યાણ માટે કાળજી અંતઃકરણમાં રાખીશું કારણ તેમ કરવું એજ અમારા રાજ્યનો મુખ્ય હેતુ તથા ઇરાદો છે, અને તેમ કર્યાથીજ સર્વશક્તિમાન પરમેશ્વરના આશિર્વાદથી અમારા હિંદી સામ્રાજ્યની સમૃદ્ધિમાં વધારો થતો રહેશે અને ત્યાંની રૈયતના અને હિંદુસ્તાનના રાજારજવાડાઓના તથા તમામ લોકોના સુખની વૃદ્ધિ થતી જશે.

( True Translation )
M. A. BAIG,
Oriental Translator to Government

---

ઇ સ ૧૯૦૨ થી ૧૯૦૯ સુધીમાં નામદાર શહેનશાહે ઘણા મુલક અને નામાંકિત રાજાઓની મુલાકાત લીધી. ઇ સ. ૧૯૧૦ ની સરૂઆતમાં નામદાર શહેનશાહની તબીયત ઘણી સારી હતી, પરંતુ ફેફસાંની વેદના વધી પડવાથી તેમની તબીયત બગડતી ચાલી, અને થોડાજ દિવસની બીમારી ભોગવી ૧૯૧૦ ના મે માસની ૬ ઠ્ઠી તારીખે રાતના ૧૧–૪૫ ( પોણાબાર વાગે ) તેઓનો સ્વર્ગમાં

વાસ થયો. આ અતિ ખેદકારક બનાવથી એમના અતિ વિશાળ સામ્રાજ્યમાં શોકાંધકાર વ્યાપી રહ્યો. પરમાત્મા એમના અમર આત્માને પરમ શાન્તિ આપો. અસ્તુ.

---

## સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડની યશસ્વી કારકીર્દીમાં બનેલા મુખ્ય બનાવોની સાલવાર ટુંકી નોંધ.

સન ૧૮૪૧–તા ૯ મી નવેંબર–તે નામદારનો જન્મ થયો.

„ ૧૮૪૧–ડીસેંબર–તેઓ પ્રિન્સ ઓફ વેલ્સ થયા.

„ ૧૮૫૯ જાન્યુઆરી–"બેરન રેવફ્યુ" ના છુપા નામે તેમણે યુરોપમાં પ્રવાસ કર્યો, અને નામદાર પોપની મુલાકાત લીધી.

„ „ ઓકસફર્ડ યુનિવર્સિટીમાં વિદ્યાભ્યાસ માટે દાખલ થયા.

„ ૧૮૬૦–કેનેડા તથા અમેરિકામાં પ્રવાસ કર્યો.

„ ૧૮૬૧–ડેનમાર્કની પ્રિન્સેસ અલેકઝાંડ્રા સાથે પહેલી મુલાકાત.

„ „ –નામદાર શહેનશાહના પિતા મરણ પામ્યા.

„ ૧૮૬૨–પ્રિન્સેસ અલેકઝાંડ્રા સાથે વાગ્દાન- ( અદરાયા. )

„ ૧૮૬૩–તા૦ ૧૦ મી માર્ચ–નામદારનાં લગ્ન

થયાં અને નામદારને ૪૦ હજાર પૌંડનું તથા પ્રિન્સેસ ઓફ વેલ્સને ૧૦ હજાર પૌંડનું વાર્ષિક વર્ષાસન મળવાનું શરૂ થયું.

,, ૧૮૬૪–જાન્યુઆરી–પહેલી સંતતી–ડયુક ઓફ કલેરન્સનો જન્મ.

,, ૧૮૬૫-તા૦ ૩ જી જુન–પ્રિન્સ જ્યોર્જ ઓફ વેલ્સ ( હાલના શહેનશાહ ૫ મા જ્યોર્જ ) નો જન્મ.

,, ૧૮૭૫–તેઓ હિંદુસ્તાનના પ્રવાસે આવ્યા.

,, ૧૮૮૭–મહારાણી વિકટોરીઆની જ્યુબિલી.

,, ૧૮૮૩–તા૦ ૬ ઠી જુલાઇ–ડયુક ઓફ યોર્ક ( ૫ મા જ્યોર્જ ) નાં લગ્ન.

,, ૧૮૯૭–મહારાણી વિકટોરીઆની ડાયમંડ જ્યુબિલી.

,, ૧૮૯૯–ટ્રાન્સવાલનું યુદ્ધ.

,, ૧૯૦૧–મહારાણી વિકટોરિયાના સ્વર્ગવાસ પછી તા. ૨૨ મી જાનેવારીએ નામદાર શહેનશાહ ગાદી ઉપર આવ્યા. નવી પાર્લામેન્ટ ખોલી.

,, ૧૯૦૨–તેઓ નામદારશ્રીને મુગટ પહેરાવવાની ક્રિયા ઓગસ્ટની ૯ મી તારીખે 'વેસ્ટ મિન્સ્ટર ઍબી'માં થઇ. દક્ષિણ આફ્રિકમા સુલેહ કરાવી.

,, ૧૯૦૪–નામદાર શહેનશાહે જર્મનિના શહેનશાહની કીલ બંદરે મુલાકાત લીધી. આથી જર્મનિ અને ઇંગ્લાંડ વચ્ચે એખલાસ વધ્યો. તેમજ આયર્લેન્ડની મુલાકાત લઇ ડબ્લિનના કિલ્લામાં એક દરબાર ભર્યો.

,, ૧૯૦૫–પ્રિન્સેસ એના ઑવ્ બૅટનબર્ગનો સ્પેનના રાજા આલ્ફોન્ઝો સાથે વિવાહ કર્યો

,, ૧૯૦૭ ફ્રાંન્સ, ઇટલિ. અને સ્પેનના રાજકર્તાની તેઓશ્રીએ મુલાકાત લીધી ટ્રાન્સવાલ અને ઑરેન્જફ્રી કૉલોનિને સ્વરાજ મળ્યાં.

,, ૧૯૦૮–નામદાર શહેનશાહે એક ઘણાજ દબદબા ભરેલી પાર્લામેંન્ટ ખુલ્લી મુકી.

,, ૧૯૦૯–નામદાર શહેનશાહે જર્મનિના શહેનશાહની મુલાકાત લીધી આ મુલાકાતનું શુભ પરિણામ એ આવ્યુ કે બંને પ્રજા વચ્ચે સલાહ સંપ સચવાઇ રહ્યા.

,, ૧૯૧૦–છઠ્ઠી મેના રોજ રાત્રે પોણાબાર વાગે સ્વર્ગવાસ.

# પ્રકરણ ૪ થું.



## નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જનું જીવન વૃત્તાંત.






જાં જીવન વૃત્તાંત વાચતાની સાથે નામદાર પાચમા જ્યોર્જનું જીવન વૃત્તાંત વાચતા તે ઘણુજ આકર્ષક જણાઇ આવે છે. અને તેથી તે ફરી ફરી વાચવાને અંત કરણથી ઉમંગ થાય છે. અગાઉ થઇ ગયલા જ્યોર્જ નામક રાજાઓમાં નામદાર રાજા પાંચમા જ્યોર્જ ભવિષ્યની પ્રજા તરફથી માન અને પ્રશસા મેળવવાને સૌથી વિશેષ પાત્ર છે. એના કારણમાં જણાવવાને જરૂર છે કે, જ્યોર્જ પહેલો અને જ્યોર્જ બીજો ઇંગ્રેજી આચારવિચારથી કેવળ અજ્ઞાન હતા એટલુંજ નહિં પણ એમના રાજ્યમંત્રીઓના દોરવાયા દોરવાતા હતા. તથા તેઓ ઇંગ્લાંડ કરતાં પોતાના મૂળ વતન હાનોવર તરફ અને ઇંગ્રેજી મિત્રો કરતા હાનોવરના મિત્રો તરફ વિશેષ સ્નેહ તથા પ્રીતિભાવ ધગવતા હતા ત્રીજો જ્યોર્જ રાજા રાજ્યકાર્યમા ધ્યાન આપતો હતો પણ તે ફાંટા બાજ હતા. તેના દુરાગ્રહથી ઇંગ્રેજી પ્રજાને અમે-

રીકાનો યુનાઈટેડ સ્ટેટ્સનો મુલક ખોવો પડયો હતો. ચોથો જ્યોર્જ રાજા કેટલાંક કારણોથી અપ્રિય થઈ પડયો હતો અને તેના સમયમાં કંઈ એવું ચિરસ્મરણીય કાર્ય થયું પણ નથી. નામદાર પાંચમા જ્યોર્જ રાજા ચારિત્ર અને પ્રજા પ્રતિના સ્નેહભાવ માટે, તેમજ રાજકીય બાબતોમાં પણ પક્ષાપક્ષીમાં નહિં સંડોવાતાં તટસ્થપણું જાળવવા તથા મીલન સાર માટે ઉદાર મનથી પ્રજાનાં કાર્યોમાં ઉત્સાહથી ભાગ લેવા માટે પ્રજામાં વિશેષ પ્રિય થઈ પડયા છે.

નામદાર જ્યોર્જ પાંચમાનો છેંતાળીસ વર્ષ ઉપર જન્મ થયો, ત્યારે તેમના મોટા ભાઈ ડયુક ઓફ્ ક્લેરન્સ રાજકુમાર આલબર્ટ હયાત હતા તેથી તેઓ રાજ્યગાદીના વારસ નહોતા પરંતુ એમના મોટાભાઈનું ઇ. સ. ૧૮૯૨ મા મરણ થયા પછી એટલે સત્તાવીસ વર્ષની ઉમરે પહોચ્યા પછીજ તેમને યુવરાજનો અધિકાર મળવાનો સમય આવ્યો.

ગાદીવારસને આપવી જોઇયે તે કેળવણી તેમને ઉપલા કારણથી વખતસર મળી નહોતી એટલું છતાં તેમણે તે જ્ઞાન સંપાદન કર્યું છે તે ઘણુંજ સ્તુતિપાત્ર છે.

નામદાર પાચમા જ્યોર્જનો જન્મ સને ૧૮૬૫ ના જુન માસની તા ૩ જીને શુક્રવારે રાત્રે એક કલાકને અઢાર મિનીટે માર્લબરો મહેલમા થયો

હતો. એમનું ખરૂં આખું નામ જ્યોર્જ ફ્રેડરીક અરનેસ્ટ આલબર્ટ છે. એટલે હાલ એ નામદારને ૪૬ મું વર્ષ ચાલે છે. જન્મ પછી ચોથા દિવસે એટલે ૭ મી જુલાઇને દિવસે એમને ખ્રીસ્તી ધર્મમાં લેવાની ક્રિયા કરવામા આવી હતી.

જન્મ પછી એકાદ મહીનો થયો હશે તેવામાં આગમાં બળી જતાં સહેજમાં તેઓ બચી ગયા હતા. એક રાત્રે મહેલમા છોકરાંઓ માટેના દીવાનખાનામા એકાએક આગ લાગી હતી. પણ સારે નસીબે આગ ફેલાવા પામે તે પહેલાંજ તેને બુજાવી નાખવામાં આવી હતી. નામદાર શહેનશાહ એડવર્ડ (હૃતે સમયના પાટવી કુંવર) જાતે તે વખતે જમીન ઉપરનાં પાટીયા ઉખેડી નાંખ્યાં હતાં. જો કે મહારાણી અલેકઝાન્ડ્રા તો તે સમયે તરતજ પોતાના પુત્ર પ્રિન્સ જ્યોર્જ તથા તેમના વડા ભાઈ પ્રિન્સ વિકટર, જે હાલ હયાત નથી તેમને લઇને બીજી સલામત જગ્યાએ જતા રહ્યાં હતાં. આ અકસ્માત પછી નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનું પોતાનાં છોકરાને પોતે જ્યાં જાય ત્યા સાથે ને સાથેજ રાખતાં હતાં. પ્રિન્સ જ્યોર્જની ઉમર બે વર્ષની થઈ ત્યારે તેમને લઇને ૨૫ કોશ દુર આવેલા ડયુક તથા ડચેસ ઓફ સધર્લાંડના એકાંત ભવનમા તેઓ જઇ રહ્યાં હતાં. અને પછી મહારાણી અલેકઝાન્ડ્રા જ્યારે જ્યારે

પોતાને પિયર ડેન્માર્ક જતા ત્યારે ત્યારે પોતાનાં પુત્રપુત્રીઓને પણ સાથે લઇ જતા હતાં.

પ્રિન્સ જ્યોર્જ તથા તેમના વડા ભાઇને માલબરો હાઉસના મહેલમા સાદી રીતે ઉછેરવામાં આવ્યા હતા. મહારાણી એલેક્ઝાન્ડ્રા પોતે જાતે પોતાના બાળકોને ઉછેરવાનું પસંદ કરતા અને તેથી જ્યારે તેઓ બીજી ફરજોમાંથી પરવારતાં ત્યારે તુર્ત પોતાનાં બાળકો પાસે દોડી જતા પ્રિન્સ જ્યોર્જ જ્યારે ખાવા શીખ્યા ત્યારે પહેલાં તેમને બીજાઓ સાથે સભ્યતાથી વર્તવાનું શીખવવામા આવ્યું નોકરો બાદશાહી કુટુંબના બધા પુત્રોને પ્રિન્સ કહીનેજ બોલાવે છે, અને બીજા લોકોની પેઠેજ તેમને કેળવણી આપવામા આવે છે. ફેર એટલોજ કે જ્યારથી તેઓ બોલતાં શીખે છે, ત્યારથી તેમને યુરોપમા સામાન્ય ગણાતી જર્મન અને ફ્રેંચ ભાષા શીખવવામા આવે છે, તે પ્રમાણે એ બે ભાષાઓ શીખવવા માટે એક ફ્રેંચ તથા એક જર્મન બાઈ તેમને માટે રાખવામા આવી હતી. મહારાણીને જ્યારે બહાર જવુ પડતુ ત્યારે દરરોજ અને વખતે કલાકે કલાકે પણ તેઓ પોતાના પુત્રોની ખબર મંગાવતાં જો કે બનતા સુધી તો તેઓ પોતાના બાળકોને સાથેજ રાખતા



## હાલના રાણી મેરી સાથે સ્નેહસંબંધ

પ્રિન્સ જ્યોર્જ જ્યારે ૭ વર્ષના થયા ત્યારે આગષ્ટ ૧૮૭૧ માં તેઓ પોતાનાં માબાપ સાથે સ્પેનહેલ ખાતે ગયા હતા. ત્યાં તેમને હાલનાં એમના પત્ની શહેનશાહ રાણી મેરી ઓફ ટેકસાથે ઓળખાણ થઇ. રાજકુમારી મેરી ઓફ ટેકનું તે વખતનું નામ પ્રિન્સેસ ટેક તે શહેનશાહના પિત્રાઇ એન પ્રિન્સેસ મેરીનાં પુત્રી થાય. એ બંનેનાં છોકરાંને ઘણું ખરૂં સથે ઉછેરવામાં આવતાં ને તેથી પ્રિંન્સ જ્યોર્જને પ્રિન્સેસ ટેક સાથે ઘણો સમાગમ થયેલો. અને કંઇક સ્નેહસંબધ પણ બંધાયલો. પ્રિન્સ જ્યોર્જ તથા તેના વડા ભાઇ બનેને પરસ્પર ઘણું હેત હતું સ્વાભાવિકજ પ્રિન્સ જ્યોર્જ વધારે હુશીઆર હતા બનેના પાઠો સાથે શરૂ થયા હતા. અને બનેને મૂળાક્ષરો તેમની માતાએ જાતે શીખવ્યા હતા. પ્રિન્સ જ્યોર્જ ૪ વરસના તથા તેમના વડાભાઇ ૬ વરસના થયા ત્યારે તેમને જોન નીલ ડાલ્ટન નામના ધર્મગુરૂના હાથ નીચે શીખવા મુકયા પ્રિન્સ જ્યોર્જ રગીલા ને મોજીલા જણાતા, ત્યારે તેમના વડા ભાઇ ગંભીર માલમ પડતા. પ્રિન્સ જ્યોર્જના તોફાની સ્વભાવને લીધે તેમનાં જર્મન સગાએ તેમને "તીખુ બાદશાહી આચાર (અથાણું)" એવું નામ આપ્યું હતું પ્રિન્સ જ્યોર્જને રમતગમતનો બહુ શોખ હતો. એઓ તરવામા બહુ હો-

શીચાર છે અને પૈડાવાળા બૂટથી બરફ ઉપર લપસવામાં બહુ આનંદ લેતા. પોતે એક અચ્છા ઘોડેસ્વાર છે અને ખલાસીની જીંદગી ગુજારવામાં પણ બહુ મમત ધરાવે છે.



## બાળપણની મમત.

એમનાં તોફાનનો એક દાખલો ટાંકવા જેવો છે. જ્યારે પોતાની દાદી મરહુમ મહારાણી વિક્ટોરિયા સાથે એઓ ઓસ્બર્નના મહેલમાં રહેતા હતા, ત્યારે એક વખત બહુ મસ્તી કરવા લાગ્યા. મરહુમ મહારાણીજીએ તેમને ઘણું સમજાવીને છાના રહેવા કહ્યું, પણ તેની કંઇ અસર થઇ નહિ તેથી પોતે પાછા બોલાવે નહિ ત્યા સુધી એક મેજ તળે ચુપચુપ બેસી રહેવાને ફરમાવ્યું પણ થોડીવાર પછી જ્યારે બોલાવ્યા ત્યારે અસલની માફકજ પાછી તેમણે મસ્તી કરવા માંડી અને પોતાનાં કપડાં છેક કાઢી નાખી નગ્ન સ્થિતિમા બધાંની વચ્ચે આવી મહારાણીજીને ચીડવવા માંડયા. હુકમ ન માનનારાં છોકરાંઓને સજા કરવા તેમના શિક્ષકને સોપવામાં આવે છે, તે પ્રમાણે પ્રિન્સ જ્યોર્જને સોપવામાં આવ્યા. પણ તેમના શિક્ષકે શી સજા કીધી તે ખબર નથી. એવા છોકરાઓને ફટકાવી કાઢવાની શિક્ષકોને છુટ હોય છે પ્રિન્સેસ ઓફ વેલ્સની માતાએ પોતાની નોંધ પોથીમા એક ઠેકાણે લખ્યું

છે કે 'પ્રિન્સ ઓફ વેલ્સનાં છોકરાં આજ સાંજે મારે ત્યાં આવ્યાં છે. તેમને તોફાન કરતાં અટકાવવા મારે છોકરાઓના ઓરડામાં જવાની જરૂર પડી.' એ ઉપરથી જણાય છે કે તેઓ તોફાની હતા. તોફાની છોકરાંજ કંઇક તેજવાળાં હોય છે.

દરદીઓની હોસ્પીટલની મુલાકાતે જતાં મહારાણી અલેકઝાન્ડ્રા પ્રિન્સ જ્યોર્જને પોતાની સાથે લઈ જતાં; કેમકે તેમના આનંદી સ્વભાવને લીધે તેમના મગજ ઉપર સંકટ તથા ગમગીનીના દેખાવની ઓછી અસર થતી. નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનુ પોતાનાં છોકરાંઓ તરફ ધાક કરતાં ચાહના વધારે રાખતાં નામદાર શહેનશાહ પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે જયારે હિંદની મુલાકાતે આવેલા ત્યારે તેમની સાથે આવવા હાલના રાજા જ્યોર્જે ઘણીજ હઠ લીધેલી અને બહુ રડેલા, પણ શહેનશાહે તેમને તેમનાં બીજાં ભાઇ બેનની સંભાળ લેવાનું કહી સમજાવી રાખેલા.

## નૌકા સંબંધી શિક્ષણ.

જ્યોર્જ અને તેમના મોટા ભાઈ રાજકુમાર આલબર્ટની ઉમ્મર વચ્ચે ઝઝો ફરક નહીં હોવાથી ઘણું ડહાપણ વાપરીને તેમની માતા. રાણી એલેકઝાંડ્રાએ તે બન્નેને વ્યાવહારિક રીતે એક તરેહની કેળવણી આપવાનો નિશ્ચય કર્યો હતો, એ ઉપર

કહેલુંજ છે. પણ જ્યોર્જની વય બાર વર્ષની થઇ નહીં ત્યાં સુધી રાણી એલેકઝાંડ્રાએ તેમને પોતાની નજર આગળથી લગાર પણ દુર કર્યા હતા નહીં અને આ અરસામા તેમણે માતાની માયાળુ સંભાળ હેઠળ જે કેળવણી મેળવી તેના સંસ્કાર તેના હૃદયમા એટલા તો સજ્જડ પડી ગયા છે, કે તેઓ પોતાના કુટુંબીઓ અને ગૃહનાં માણસો તરફ, અદ્યાપિ પર્યંત માયાળુપણે સ્નેહભાવથી વર્તે છે, અને તેમના ગૃહજીવનમાં અધિકારની કર્કશતા અને કઠોરતા જણાતી નથી. ચાર વર્ષની વયે પહોચતાં ભવિષ્યનો વીન્ડસરનો કેનન રેવરંડ જોનવીલ ડાલ્ટન તેમના શિક્ષક તરીકે નીમાયો હતોજ હવે તેની દેખરેખ હેઠળ ૧૮૭૭ ના જુનમા બન્ને રાજકુમારો શહેનશાહી નોકા સૈન્યની શિક્ષણશાળાના વિદ્યાર્થી તરીકે 'બ્રીટાનીઆ' આગબોટ ઉપર રહ્યા અને સામાન્ય વિદ્યાર્થીની પેઠે તેમણે નોકા સંબંધી અભ્યાસ કર્યો અને તેના અંગની કેળવણી લીધી. કવાયત વિગેરે રમતગમતોમાં સર્વની સાથે ભેળાવાથી તેઓ સામાન્ય રીતે સર્વના વહાલા થઇ પડયા તે સમયની તેમના જીવનની નોધપોથી ઉપરથી જણાયછે, કે જુવાન જ્યોર્જ અભ્યાસમાં પ્રશંસનીય પ્રગતિ કરી હતી અને મર્હુમ રાણી વિકટોરીઆ તથા રાજા એડવર્ડ પણ તેથી વારંવાર પરમ પ્રસન્ન થયા હતાં મર્હુમ મહારાણી વિકટોરીઆએ મર્ણ સમય સુધી

જ્યોર્જની કેળવણી તરફ જીવંત ધ્યાન આપ્યું હતું. 'જ્ઞાન સપાદન કરવાનો માર્ગ સહેલો નથી' એ ઉક્તિનો અનુભવ તેમને બાલપણથીજ થઇ ચુકયો હતો બન્ને ભાઇઓ પરસ્પર ગાઢ સ્નેહ ધરાવતા અને અભ્યાસ ચલાવતા. રીવાજ મુજબ બે વર્ષ નૌકા સંબંધી અભ્યાસ કર્યા પછી તેમની સામાન્ય વિદ્યાર્થીની માફક પરીક્ષા લેવાઇ. તેમા તેઓ ખલાસીના ધધામાં પહેલા વર્ગમાં પસાર થયા. તેમને અને તેમના ભાઇ આલબર્ટને, અન્ય સામાન્ય વિદ્યાર્થીઓની પેઠેજ નૌકા સંબધી શિક્ષણ આપવામા આવ્યું હતું. તેમને નૌકાશાળાનાજ નિયમો અને વર્તનની વ્યવસ્થાને અનુસરવાનું શિખવામા આવ્યું હતું માત્ર તેમને સુવાને માટે એક અલગ ઓરડો આપેલો હતો. તે શિવાય હરેક રીતે તેમની સાથે સામાન્ય વિદ્યાર્થીની માફકજ વર્તન ચલાવવામાં આવતું હતું

તેમને બે વર્ષ સુધીમાં વહાણ રહેવું પડયું હતું, તે દરમ્યાન દર સવારે સાડા છ વાગતા રણશીંગું ફુંકાતા દરેકને ઉઠી ટાટા પાણીએ નાવુ પડતું સવા સાત વાગે તેઓ ખલાસીનુ કામ શીખતા, અને સવા આઠ વાગે બંદગીમા સામેલ થતા ને પછી પોતાની સાથે શીખતા લગભગ ૨૦૦ છોકરાઓ સાથે મેજપર ખાણુ લેતા નાસ્તા પછી બીજા ત્રણ કલાક અભ્યાસ કરવો પડતો પ્રિન્સ જ્યોર્જ પોતાની સ-

થેના છોકરાઓમાં વધારે હિંમતવાન અને સાહસિક ગણાતા. દરરોજ એક કલાક કાંઠા ઉપર જઇ લોન-નટેનીસ વગેરે રમવાની છુટ હતી, તો પણ તે હોડીમાં ફરવા હરવામા પોતાનો વખત ગાળવાનું વધારે પસંદ કરતા નામદાર શહેનશાહ તથા મહારાણી અલેકઝાન્ડ્રા વખતો વખત પોતાના પુત્રોની વહાણ ઉપર જઇ મુલાકાત લેતાં.

---

## દુનીયાની સફર.

અભ્યાસ કરવાના બે વર્ષના નિયમને અનુસરીને નૌકાનો અભ્યાસ તેઓ કરી રહ્યા એટલે એમ ઠરાવવામાં આવ્યું કે, મી૦ ડાલ્ટનની દેખરેખ હેઠળ એ બન્ને નાવિક રાજકુમારોને દરીઆઇ મુસાફરીએ મોકલવા, અને તે દરમ્યાન તેમને પુરેપુરી કેળવણી આપવી. એ નિર્ણય ઉપરથી રાજકુમાર જ્યોર્જને તેમના મોટા ભાઇની સાથે, દરીઆઇ કેળવણી આપવા માટે ખાસ સરંજામથી તૈયાર કરેલી શહેનશાહી 'બેકેન્ટી' આગબોટમાં રાખી દુનીઆના પ્રવાસે ૧૮૭૯ના આગસ્ટ માસમાં મોકલવામાં આવ્યા. મુસાફરીમાં તેમને માત્ર અલેકી ખાનગી ઓરડી આપવામાં આવી હતી, તે સિવાય તેમને બીજી બધી ફરજોમાં પોતાના ગોઠીઆઓ સાથે જોડાવુ પડતું.

આગબોટ ઉપર રાતે કે દિવસે ગમે ત્યારે પોતાની વારી આવતા તેમને તુતક ઉપર પહેરો ભરવો

પડતો, તથા શઢ ચઢાવવા ઉતારવાનું કામ કરવું પડતું. આગબોટ ઉપર જાત જાતની રમતો રમવામાં આવતી હતી.

'બેકેન્ટી' ઉપરની તેમની મુસાફરીનો ઘણો રસિક હેવાલ તેમની ખાનગી નોંધપોથી તથા તેમના ઉપર આવેલા કાગળો ઉપરથી બે ગ્રંથોમાં તૈયાર કરવામાં આવ્યો છે. આવી રીતે જુવાન દરીઆઇ મુસાફરોને બ્રિટીશ સામ્રાજ્યને લગતી વિગતોથી વાકેફ કરવામાં આવ્યા બેકેન્ટી આગબોટે પહેલવહેલી જીબ્રાલ્ટર, માઇનોરકા, પલસાયરા, મેસીનાની મુલાકાત લીધી અને તે પાછી જીબ્રાલ્ટર આવી. ત્યાંથી તે કેનેરીના ટાપુઓ જામેકા અને પશ્ચિમ હિંદી ટાપુઓની સફર મારીને ૧૮૮૦ ના મેની તા૦ ૩ જીએ તે પોર્ટસ-માઉથ ખાતે પાછી ફરી.

મહારાણી વિકટોરીઆ, સપ્તમ એડવર્ડ અને રાણી એલેકઝાન્ડ્રાએ આ દરીઆઇ મુસાફરીએ જ્યોર્જને મોકલવામાં જો કે દીર્ઘદૃષ્ટિ વાપરી હતી, તે છતાં પણ તેનાં જે શુભ પરિણામ પાછળથી આવ્યાં, તેનો તેમણે ક્યાસ પણ કર્યો નહીં હોય. આ મુસાફરીથી જુવાન રાજકુમારના અંતઃકરણમા દરીયાપારનાં બ્રી-ટીશ સામ્રાજ્ય પ્રતિનું કર્તવ્ય પૂર્ણ રસથી બજા-વવાની વૃત્તિ જાગૃત થઇ. એ વૃત્તિ તેમના સાંપ્રત જીવનને પ્રધાનપણે દોરે છે. આજ વૃત્તિથી તેઓ આપણા હિંદુસ્થાન દેશની મુલાકાતે આવનાર છે,

અને આપણી પરિસ્થિતિ સંબંધી પણ જાની શકશે તેટલે અંશે, અધિકારીઓરૂપી વાતાવરણને ભેદીને મળી આવતી માહિતી મેળવવાને ચુકશે નહીં. રાજકુમાર તરીકે હિંદની પહેલી મુલાકાતને પ્રસંગે તેમણે આ પ્રકારની માહિતી મેળવી હતી, તે ઉપરથી આવી આશા બંધાય છે.

પહેલી મુસાફરીમાંથી પાછા ફર્યા પછી બે મહીના સુધી રાજકુમારો કીનારા ઉપર રહ્યા અને બીજી સફર માટે તે આગબોટમા સરસરંજામ ગોઠવાયો અને જુલાઈની તા૦ ૧૯ મીએ બેટ્રીના અખાતમાં જઈ પહોંચ્યા. તેમણે આગસ્ટની તા૦ ૧૨ મીએ કોવેસની વળતી મુલાકાત લીધી. ત્યા પાચ અઠવાડીઆ રહીને તેમણે દુનીઆની બીજી સફર શરૂ કરી. પહેલા તેઓ ફીરોલ થઇને વિગો, મદીરા અને કેપડી વર્ડીના ટાપુઓ તરફ ગયા. ત્યાથી દક્ષિણ અમેરીકામા થઇને ફોકલેંડના ટાપુઓમા આવી પહોંચ્યા બાદ લાંબી દરીઆઈ સફર કર્યા પછી તેમણે કેપ ઓફ ગુડહોપની ભૂશીરની મુલાકાત લીધી. દક્ષિણ આફ્રિકાના મહાસાગરમાં તેમણે કેટલાક અઠવાડીઆં ગાળ્યા તે સમયે (૧૮૮૧ ના ફેબ્રુઆરી માસમા) ટ્રાન્સવાલમાં ગડબડ મચી રહી હતી, અને ત્યા લશ્કરી કાફલો મોકલવાની ફરજ પડી હતી. દક્ષિણ આફ્રિકામાથી તેમણે આસ્ટ્રેલીઆના બંદરો અને ફીજી તથા જપાનની મુલાકાત લીધી ત્યાથી ઇંગ્લંડ તરફ પાછા

ફરતાં તેમને જાપાનમાં ગીકાડોએ સારો આવકાર આપ્યો. ત્યાં જયોર્જે પોતાના હાથ ઉપર છુદણાંનાં ચિત્રો કઢાવ્યાં. જાપાનમા છુંદણાં છુંદાવાની સરકારી મનાઇ છે પરંતુ શહેનશાહે તેમને તે માટે ખાસ પરવાનગી આપી હતી. આ ચિત્રો કઢાવતાં તેમને બે દિવસ થયા હતા. તેમણે જણાવ્યું છે, કે સોયના ટચકાથી કંઇ નજીવીજ પીડા થાય છે. એક મંદિરમાં તેમને એક પૂજ્ય ધર્મગુરૂ સાથે વાતચીત થઇ હતી. તે ધર્મગુરૂએ ઇગ્લાંડના ખ્રીસ્તી ધર્મનો અભ્યાસ કર્યો હતો તો પણ તે પોતાના ધર્મમાંથી વટલ્યો નહતો.

તે પછી તેમને શેંગહાઈ, હોંગકોંગ, શીંગાપોર, અને કોલંબોમાં ઘટતો સત્કાર મળ્યો, અને સુએઝની નહેરમાં થઇને તેઓ જેરૂસલમ ગયા, ત્યાંથી આથેન્સ અને સુદાના અખાતની મુલાકાત લઇને જીબ્રાલ્ટર આવી પહોચ્યા અને ૧૮૮૧ ના આગસ્ટ માસમા સફર પુરી કરીને તેઓ ઇગ્લાડ પાછા આવ્યા.

ઉપર જણાવેલાં બધાં સ્થળોએ રાજકુમારોને લઇ જવાનો મુખ્ય એ હેતુ હતો, કે તેમને ત્યાં જાણવાજોગ વસ્તુઓથી તથા જુદી જુદી પ્રજાઓની નીતિરીતિથી વાકેફ કરવા. આમ મુસાફરી કરાવવાનો વિચાર તે સમયના પ્રધાન મહુંમ એકન્સ્ફીલ્ડને પ્રથમ સ્ફુર્યો હતો અને રાજા એડવર્ડે તે વિચારને એકદમ અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો હતો. આ

સમય દરમ્યાન તેઓ મી૦ ડાલ્ટનની દેખરેખ હેઠળ હોવાથી તેમને તે સંબંધી પુરતી માહિતી આપવામાં આવી હતી. આ મુસાફરી દરમ્યાન જુવાન વયે પોતાના ઉપર થયેલી ઉંડી અસરના સંબધમાં શહેનશાહ જ્યોર્જે પોતાના ભાષણોમાં ઘણીવાર કહેલું છે.

## નાવીક રાજકુમાર તરીકેનું જીવન.

સને ૧૮૮૨ મા આર્ચબીશપ ટેટે તે રાજકુમારોને તેમના નૌકાસૈન્યના પદ ઉપર ચોકસપણે નિયત કરતાં કહ્યું હતું, કે "અત્યાર સુધી અસાધારણ રીતે તમારો જીવન વ્યવહાર જેમ એક સરખો ચાલતો હતો, તેમ આ સમયથી હવે તે ઘણે દરજ્જે જુદી જુદી દિશામાં વળશે. તમને બન્નેને જુદા જુદા કામો સોંપવામા આવશે અને હવે તમને બન્નેને તમારી ભિન્ન સ્થિતિને અનુસરતી ભિન્ન કેળવણી અપાશે." તે સમયે જેમ ધારવામા આવતું હતું તેમ તેવી ભિન્ન કેળવણીને માટે રાજકુમાર જ્યોર્જ ખરેખર સરજાયેલા નહતા, એમ તે પછીથી બનેલા અસાધારણ બનાવે સાબીત કરી આપ્યું છે. તે બનાવ બનવામાં જે સમય પસાર થયો, તે દરમ્યાન જ્યોર્જ માત્ર રાજકુમાર તરીકેજ લેખાતા હતા અને તેમણે તે સમયે નાવિક રાજકુમાર તરીકેના જીવનમા પ્રવેશ કર્યો. તેમની ૧૯ મી વર્ષગાંઠને દિવસે તેમને

તાબાના લેફ્ટેનન્ટની પદવીએ ચઢાવવામાં આવ્યા, અને અમેરીકા જતા લશ્કરી કાફલા સાથે તેઓ કેનેડા ગયા. તેમના મનમાં ઉપરી લેફ્ટેનન્ટ થવાની તીવ્ર અભિલાષા રમી રહી હતી અને તે માટે તે જીવતોડ પ્રયત્ન કરતા હતા. અને થોડાક માસમાં જ્યારે એ પદવી મેળવી ત્યારેજ તેમને જંપ વળ્યો. ત્યાર પછી ગ્રીનીચની શહેનશાહી નાવિક પાઠશાળા તથા બંદુકો અને નાવનાશક યંત્ર સંબધી નિશાળોના સામાન્ય શિક્ષણક્રમમાંથી તેઓ પસાર થયા. તેમને તે પ્રકારનું શિક્ષણ લેફ્ટેનન્ટ પરસી સ્કોટે આપ્યું, એજ પરસી સ્કોટે પાછળથી લેડીસ્મીથના બચાવ માટે દરીઆઇ બંદુકોની મદદ પુરી પાડી હતી. ૧૮૮૫ ના અકટોબરની તા૦ ૮ મીએ રાજકુમાર જ્યોર્જ લેફ્ટેનન્ટ થયા. અને ક્રમે ક્રમે તેમની ઊંચા દરજ્જાના અધિકારી તરીકે મોટી મોટી આગબોટો ઉપર નિમણુકો થઈ.

---

# મોટાઇની ખુમારી વિના કામ કરવાની ખત.

૧૮૮૮ તે ભૂમધ્ય સમુદ્રમા લશ્કરી મોરચા માટે નિયત થયેલા ડ્યુક ઓફ એડીનબરોના વાવટા હેઠળની એલેકઝાંડ્રા આગબોટ ઉપર નીમાયા. તે એ આગબોટ ઉપર હતા તે દરમ્યાન તેમણે કેરોના ખેદીવ હેલીનીઝના રાજાની મુલાકાત લીધી આ સમયના વૃત્તાંત સંબંધી સર ફ્રેડરીક બેડફર્ડે જે રસિક વાર્તા કહી છે, તે, સામાન્ય અમલદારો જે પ્રમાણે કામ કરવાને ટેવાયેલા હતા તેજ પ્રમાણે રાજકુમાર જ્યોર્જ પણ પુરતા ઉત્સાહથી કામ કરવાની જે શક્તિ ધરાવતા હતા તેના ઉજ્જવલ દૃષ્ટાંતરૂપ છે. સર ફ્રેડરીક કહે છે, કે એક વખતે જ્યારે સાલોનિકાથી દુર આગબોટે લગર નાખ્યું હતું, ત્યારે બ્રિટીશ રાજ્યગાદીના વારસના ( યુવરાજ એડવર્ડ ) પુત્રને મળવા સારૂ તુર્કીનો એક પાશા આગબોટ ઉપર આવ્યો. તે સમયે હોડીઓ મારફતે આગબોટમા કોલસો ભરાતો હતો. જ્યારે રાજકુમાર જ્યોર્જ તે પાશાની સમક્ષ મળવાને આવ્યા, ત્યારે તે આ કોલસાની ધુળથી કાળા અને મલીન થઇ ગયેલા દેખાયા. તેમને જોતાં પાશાએ માન્યુંજ નહિ કે તે રાજકુમાર છે અને તેના મુખ ઉપર એવી માન્યતાનાં ચિન્હ પણ જણાયાં તેને જ્યારે ભાર દઇને એમ કહેવામા આવ્યું, કે આવી રીતે કામ કરનાર ગૃહસ્થ પોતેજ રાજકુમાર જ્યોર્જ છે,

ત્યારે તે એકદમ ગુસ્સે થઇ ગયો અને તેને એમ લાગ્યું કે તેઓ તેની મશ્કરી કરે છે.

## કર્તવ્ય પ્રતિદષ્ટિ.

૧૮૮૯ ના જાન્યુઆરીની તા૦ ૧ લીએ ઇંગ્લીશ ચેનલના કાફલા ઉપર નોરધમબરલેંડ ખાતે તેમની નિમણુક થઇ. તે વર્ષની નાવિક વ્યુહ રચનામાં તેમને ૭૯ મા નબરની નાવનાશક હોડીનો અખત્યાર આપવામા આવ્યો હતો. તે પ્રસંગ સબંધી એક એવી વાત લોકમાં પ્રચલિત છે, કે આ વ્યુહરચના થવાની હતી તેના થોડા સમય આગમચ તેમનાં માતા પિતાએ તેમને ગુડવુડ ખાતેની શરતોમાં તેમની સાથે આવવાનું નિમંત્રણ કર્યું. પરંતુ રાજકુમારે તેનો એવો ઉત્તર વાળ્યો, કે "પણ મારી નવનાશક હોડીનું કેમ ?" નૌકાધિપતિએ તે માટે બીજી કોઈ ગોઠવણ કરી લેવાનું જણાવ્યું, પણ રાજકુમારે તેને એવો ઉત્તર આપ્યો, કે "મને આ હોડીને સ્પીટહેડ ખાતે લઈ જવાનો હુકમ મળેલો છે, એટલે મારે જાતે ત્યા જવું જ જોઇએ" પછી એ વ્યુહરચના થઇ તેમાં પોતાની હોડીને કુશળતાથી ફેરવવા માટે તેમના બળજા વખાણ થયાં બીજે વર્ષે ૧૮૯૦ ના મેની તા૦ ૬ ઠ્ઠીએ તેમને ઉત્તર અમેરીકાના કાફલાની 'થ્રશ' નામની ગનબોટનો અખત્યાર મળ્યો. આ અધિકાર તેની પાસે

## મોટાઇની ખુમારી વિના કામ કરવાની ખંત.

૧૮૮૮ તે ભૂમધ્ય સમુદ્રમાં લશ્કરી મોરચા માટે નિયત થયેલા ડયુક ઓફ એડીનબરોના વાવટા હેઠળની એલેકઝાંદ્રા આગબોટ ઉપર નીમાયા. તેએ આગબોટ ઉપર હતા તે દરમ્યાન તેમણે કેરોના ખેદીવ હેલીનીઝના રાજાની મુલાકાત લીધી આ સમયના વૃત્તાંત સંબંધી સર ફ્રેડરીક બેડફર્ડે જે રસિક વાર્તા કહી છે, તે, સામાન્ય અમલદારો જે પ્રમાણે કામ કરવાને ટેવાયેલા હતા તેજ પ્રમાણે રાજકુમાર જ્યોર્જ પણ પુરતા ઉત્સાહથી કામ કરવાની જે શક્તિ ધરાવતા હતા તેના ઉજ્જવલ દૃષ્ટાંતરૂપ છે. સર ફ્રેડરીક કહે છે, કે એક વખતે જ્યારે સાલોનિકાથી દુર આગબોટે લંગર નાંખ્યું હતું, ત્યારે બ્રિટીશ રાજ્યગાદીના વારસના ( યુવરાજ એડવર્ડ ) પુત્રને મળવા સારૂ તુર્કીનો એક પાશા આગબોટ ઉપર આવ્યો. તે સમયે હોડીઓ મારફતે આગબોટમાં કોલસો ભરાતો હતો. જ્યારે રાજકુમાર જ્યોર્જ તે પાશાની સમક્ષ મળવાને આવ્યા, ત્યારે તે આ કોલસાની ધુળથી કાળા અને મલીન થઇ ગયેલા દેખાયા. તેમને જોતાં પાશાએ માન્યુંજ નહિ કે તે રાજકુમાર છે અને તેના મુખ ઉપર એવી માન્યતાનાં ચિન્હ પણ જણાયાં તેને જ્યારે ભાર દઇને એમ કહેવામા આવ્યું, કે આવી રીતે કામ કરનાર ગૃહસ્થ પોતેજ રાજકુમાર જ્યોર્જ છે,

ત્યારે તે એકદમ ગુસ્સે થઇ ગયો અને તેને એમ લાગ્યું કે તેઓ તેની મશ્કરી કરે છે.

## કર્તવ્ય પ્રતિદષ્ટિ.

૧૮૮૯ ના જાન્યુઆરીની તા૦ ૧ લીએ ઇંગ્લીશ ચેનલના કાફલા ઉપર નોરધમબરલેંડ ખાતે તેમની નિમણુક થઇ. તે વર્ષની નાવિક વ્યુહ રચનામાં તેમને ૭૯ મા નબરની નાવનાશક હોડીનો અખત્યાર આપવામા આવ્યો હતો. તે પ્રસંગ સબંધી એક એવી વાત લોકમાં પ્રચલિત છે, કે આ વ્યુહરચના થવાની હતી તેના થોડા સમય આગમચ તેમનાં માતા પિતાએ તેમને ગુડવુડ ખાતેની શરતોમાં તેમની સાથે આવવાનું નિમંત્રણ કર્યું. પરંતુ રાજકુમારે તેનો એવો ઉત્તર વાળ્યો, કે "પણ મારી નવનાશક હોડીનું કેમ ?" નૌકાધિપતિએ તે માટે બીજી કોઇ ગોઠવણ કરી લેવાનું જણાવ્યું, પણ રાજકુમારે તેને એવો ઉત્તર આપ્યો, કે "મને આ હોડીને સ્પીટહેડ ખાતે લઈ જવાનો હુકમ મળેલો છે, એટલે મારે જાતે ત્યાં જવું જ જોઇએ" પછી એ વ્યુહરચના થઇ તેમાં પોતાની હોડીને કુશળતાથી ફેરવવા માટે તેમના ઘણા વખાણ થયાં બીજે વર્ષે ૧૮૯૦ ના મેની તા૦ ૬ ઠ્ઠીએ તેમને ઉત્તર અમેરીકાના કાફલાની 'થ્રશ' નામની ગનબોટનો અખત્યાર મળ્યો. આ અધિકાર તેની પાસે

હતો. તે દરમ્યાન તેમણે મહારાણી વિકટોરીઆના પ્રતિનિધિ તરીકે જામેકાનું ઐદ્યોગિક પ્રદર્શન મુક્યું હતું. તેઓ પોતાના કામથી અધિકારીઓ અને ખલાસીઆઓને પ્રિય થઇ પડયા. મુશ્કેલીને પ્રસંગે સુકાનને પોતાને હાથે ફેરવવામા તેઓ હીણુ માનતા નહીં, તેમ કોલસા ભરવાનું નહીં પસદ પડે એવું કામ કરવાની અણી આવે, તો તે કરવાને લગાર પણ કચવાતા નહીં.

૧૮૯૧ ના ડીસેંબરમાં રાજકુમાર જ્યોર્જ એકાંતરીયા તાવની ગભીર પીડાથી પટકાઇ પડયા અને ઘણા દિવસ સુધી માંદગી ભોગવી. તેમની માવજત સેંડ્રીંગહામ મહેલમા થઇ હતી તેમની આ માંદગી એટલી બધી સખ્ત હતી કે કેટલાક દિવસ સુધી તો તેમનો પ્રાણ જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલા ખાતો જણાયો. પરંતુ રાજકુમાર જ્યોર્જે આગબોટો ઉપર ઘણાં વર્ષો પૂર્ણ આરોગ્યથી ગાળ્યા હતાં અને મીતાહારની ટેવથી ટેવાયલા હતા, તેથી આખરે તેઓ માંદગી સહી શકયા અને ધીરેધીરે ઈશ્વરકૃપાથી આરોગ્ય મેળવી શકયા. તેઓ આવી અસાધારણ વ્યાધિમાંથી ભાગ્યેજ સાજા થયા હશે, તેટલામાં તો તેમનો મોટો ભાઈ શાહજાદો આલબર્ટ. ડયુક ઓફ કલેરન્સ અને ભવિષ્યની રાજગાદીનો હકદાર, ઝેરી શરદીના તાવથી પકડાયો અને જન્મથીજ તેનું કાઠું નરમ હોવાથી તે એક-

દમ અશક્ત થઇ ગયો અને માત્ર પાંચજ દિવસ- માં મરણ પામ્યો. તેના અકાલ અને ઓચિંતા મર્ણથી રાજકુટુંબ ઉપર ભારે ફટકો પડયો. ભર યુવાવસ્થાએ પહોચેલા રાજકુમારનું આમ એકાએક મર્ણ થવાથી સમગ્ર સામ્રાજયમાં પણ શોક પ્રસરી રહ્યા તેના મર્ણના થોડા સમય પહેલાજ તેનો વિવાહ રાજા એડવર્ડની પિત્રાઇ બેન રાજકુમારી મેરીની બીજી છોકરી રાજકુમારી વિકટોરીઆ મેરી ઓફ ટેક સાથે થયાનો જાહેર ઉદ્ઘોષ થયો હતો, અને તેમનાં લગ્નનો ઉત્સવ ઉજવવાને સમગ્ર પ્રજા ઉત્સાહી બની ગઇ હતી. આથી કરીને પ્રજાને આ મર્ણ ઘણુજ સાલ્યું.

## યુવરાજ આલ્બર્ટનું મર્ણ.

હવે રાજકુમાર જયોર્જને માથે નવી જોખમદારી આવી પડી પોતે હવે ભવિષ્યના ગાદીવારસ યુવ- રાજ થયા, એટલે તેમને નોકા સૈન્ય સાથેનો સં- બંધ સદાને માટે છોડવો પડયો. થોડાંક અઠવાડીયાં પછી રાજકુમાર જયોર્જે શાહજાદા તરીકે દીવાને આસમા ડયુક ઓફ યોર્ક તરીકે પોતાની બેઠક લીધી તે સમયથી તે અત્યાર સુધી તેઓ ડયુક ઓફ, યોર્કના નામથી વિશેષ મશહુર છે. તે સમયે તેમની ઉમર ૨૭ વર્ષની હતી. તે પછી તેના કુ- મનશીબ મોટા ભાઇની વિવાહિત પત્ની રાજકુમારી

વિક્ટોરીયા મેરી ઓફ્ ટેક સાથે વિવાહ થયો અને પ્રજા શોક છોડી તેના લગ્નની ધામધુમમાં પડી. વિક્ટોરીઆ મેરી (હાલની રાણી મેરી) સાથે જ્યોર્જનો બાલપણુથી જ સ્નેહ બધાયો હતો, એ આપણે ઉપર જોઇ ગયા છીએ. આથી પોતાના મોટા ભાઇ સાથે તેનો વિવાહ થયો તે સમયે તેમણે રાજકુમારી મેરી ઉપરનો પોતાનો સ્નેહ જતો કરવામાં કંઇ નાની સુની ઉદારતા બતાવી નહતી. વિવાહ થયા પછી સેંટ જેમ્સના મહેલમાં ૧૮૯૩ ના જુલાઈની તા૦ ૬ ઠ્ઠીએ તેમનું લગ્ન થયું. રાજકુમારી વિક્ટોરીઆ એક મનોહર વ્યક્તિ છે અને તે જ્યાં ગઈ છે ત્યાં તેને લોક તરફથી સારો આવકાર મળેલો છે. હિંદનાં જનાનાઓમા કે યુરોપ ના રાજદરબારોમાં કે બ્રિટીશ સંસ્થાનોમાં તેનો ભારે આદરસત્કાર થયો છે. આથી આપણે સારી પેઠે માની શકીએ છીએ, કે શહેનશાહ જ્યોર્જે રાજ્યગાદી સ્વીકારતાં પ્રતિજ્ઞાપત્રમાં જે તેના સંબંધી સ્નેહપૂર્ણ ઉદ્‌ગારો કાઢ્યા છે તે સાર્થ છે. તે ઉદ્‌ગારો નીચે પ્રમાણે છે—

"મારી પાસે મારી વહાલી પત્ની છે અને તે મારી પ્રજાના ભલા માટે દરેક પ્રયત્નમા મારી નિત્યની મદદગાર થશે, એ વિચારથી હું ઉત્તેજીત થયો છું."

## પ્રજા અને પાર્લામેંટ કરેલી કદર.

લગ્ન કરીને તેઓ આવ્યા ત્યારે અંગ્રેજી પ્રજાએ તેમને માનભેર વધાવી લીધા. જો કે તેમના લગ્નનો દિવસ જાહેર ઉત્સવ તરીકે પાળવાનો ઠરાવ થયેલો નહતો, છતાં લંડનના લોકોએ તો તેને જાહેર ઉત્સવ તરીકેજ પાળ્યો અને જે માર્ગેથી તેઓ બકીંગહામ મહેલમાથી લીવરપુલ સ્ટ્રીટના સ્ટેશન ઉપર ગયા, તે માર્ગે હજારો લોકોની ઠઠ જામી ગઇ હતી.

દીવાને આમમા તે સમયના પ્રધાન મી० ગ્લેડસ્ટને નીચેના શબ્દોથી જાહેર પ્રજાની તેમના તરફની લાગણી જાહેર કરી હતીઃ—

"ડયુક ઓફ યોર્કને જેવી વસંતઋતુ સમાન ખીલતી ભર યુવાવસ્થાની જીંદગી પ્રભુ તરફથી બક્ષવામા આવેલી છે, તેવીજ જીંદગી બીજા કોઇ રાજકુમારને બક્ષાયેલી નથી. તે જેમ જુવાન છે, તેમ તેના દરજ્જાને છાજતી મોટી મોટી પદવીઓ તેણે સપાદન કરી છે અને દેશનો સ્નેહ પોતાની તરફ આકર્ષી લીધો છે. તેણે આપણા દેશનો મોટામા મોટો અને ઉમદામાં ઉમેદો રાજાવર્ગીય નાવિક સૈન્યનો ધધો ખરી ભક્તિથી ઉપાડી લીધો છે, તે માટે આપણે તેની પ્રશંસા કરીએ એ, એટલુંજ નહીં પણ સર્વ પ્રસંગોએ તેણે જે ઉચ્ચા દરજ્જાની

ઉત્તમતા અને બુદ્ધિ દેખાડી છે, તથા તે સાથે તેનો સાચા અને ખુલ્લા દિલનો માયાળુ સ્વભાવ છે, તે માટે પણ આપણે તેનાં વખાણુ કરીએ છીએ. આપણને એવી ખાત્રી છે, કે તેને દરેક રીતે છાજે એવી પ્રિય પત્ની મળેલી છે."

## લગ્નસુખ અને યુવરાજનો જન્મ;

ડયુક ઓફ યોર્ક જેમ પોતાના દરિયાઇ ધંધામાં સુખી હતો તેમ તે લગ્નગાંઠથી પણ વિશેષ સુખી થયો. કારણ કે બાળપણથીજ જેના ઉપર તેનો સ્નેહ બંધાયો હતો, એજ પ્રિય સ્ત્રી ભાગ્યવશાત્ તેની પત્ની થઇ. લગ્ન પછી તરતજ તે જોડું સંસાર સુખના પ્રથમ મધબિન્દુનો લ્હાવો લેવાને સેંડ્રીંગહામ ખાતે યોર્ક કોટેજ ગયું. રાજા એડવર્ડે તે સ્થળ તેમને લગ્નની ખુશાલીમાં બક્ષીસ આપ્યું હતું. આ સ્થળે તે બન્નેએ શાંત અને સાદું જીવન ગાળવા માડયું. તેમને ખુલ્લી હવામાં રહેવાનું પસંદ છે અને હાલ પણ તેઓને આવાજ પ્રકારનું જીવન વધારે પસંદ છે, અને જ્યારે જ્યારે તેઓ રાજ્ય ખટપટની જંજાળમાથી મુક્ત થાય છે, ત્યારે ત્યારે પોતાનાં છોકરા સાથે આવાં સ્થળોએ રહેવાને ચુકતા નથી. આમ લગ્ન પછી આનંદમા સુખ ગાળતા તે જોડાને અગીયાર માસ થયા નહીં હોય એટલામા તો તા૦ ૨૩ મી જુનને દિવસે તેમની

સ્નેહ ગ્રંથીને દ્રઢતર કરનાર, ભવિષ્યના ગાદીવારસ, રાજકુમારનો જન્મ રીચમન્ડ પાર્કમા થયો.

## શિકાર અને કળાનો શોખ.

રાજા જયોર્જ ખાસ કરીને ખુલ્લી હવાના શોખીન છે તેઓ ઉત્તમ પ્રકારના ઉત્સાહી રમતબાજ છે. તાકીને બંદુકનો બહાર કરવામાં તેમનો જોડીયો રાજા યુરોપ ખંડમા મળી આવે એમ નથી. તેઓ મગરમચ્છના શિકારમા પણ કળાબાજ છે. તેઓ ઉત્તમ ઘોડેસ્વાર છે. અને ગયેજ વર્ષે તેમણે પાર્કમા ખાણુ લેતા પહેલાં ઘોડાને રવાલ ચાલે ચલાવવાની જુની રૂઢિ પાછી જાગૃત કરી છે. તેમણે શિકારી કુતરાઓ સાથે પણ શિકારની ઘણીજ મોજમજા ભોગવી છે. પરંતુ રાણી મેરી ઘોડા અને શિકારથી બીએ છે, તેથી તેના માનની ખાતર રાજા જયોર્જે મોટે ભાગે શિકારની લત છોડી દીધી છે.

---

## શાંત રીતે જાહેર કામ કરવાની વૃત્તિ.

સામાજિક રૂઢિ અનુસાર રાજ્યકુટુંબના નબીરાઓ પાસેથી જેટલી ચંચળતા અને ચપળતાની આશા રાખી શકાય, તેનાથી પણ વિશેષ ચપળતા અને ચંચળતાથી રાજકુમાર જ્યોર્જે પોતાની ફરજો બજાવવા માંડી. ૧૮૯૩ ની પાનખર રૂતુમાં અને તે પછીનાં વર્ષોમાં તેમણે ગ્રેટબ્રીટનના સંયુક્ત રાજ્યનાં મુખ્ય મુખ્ય શહેરો અને મથકોની મુલાકાતો લીધી. ૧૮૯૮ ના વર્ષ સુધી તેઓ ઇંગ્રેજી ખાડીના કાફલા ઉપર રહ્યા. ૧૯૦૧ના જાન્યુઆરી તા૦ ૧ લીએ શહેનશાહી નાવિક સૈન્યના કર્નલનો અધિકાર મળ્યો. જ્યાં સુધી રાણી વિકટોરીઆ જીવતાં હતાં, ત્યાં સુધી જ્યોર્જ અને તેની પત્ની મેરીએ લોકકાર્યોમાં ઝાઝો પ્રકટપણે ભાગ લીધો નથી. પરંતુ તેમણે ભભકા અને જાહેરાતને કોરાણે મુકીને ઘણાં અગત્યનાં જાહેર કાર્યો શાંત રીતે કર્યા છે. તેમની યોર્ક કોટેજમાં સોનાની કુંચીઓ, રૂપાની મેખો, વિગેરે જે ચિન્હો નજરે પડે છે, તે ઉપરથી તેમની શાંત જાહેર સેવાનો ખરો ખ્યાલ આવી શકે એમ છે.

સને ૧૯૦૧ ના જાન્યુઆરી માસમા રાણીશ્રી વિકટોરીઆનું મર્ણ થયું, એટલે તેઓ પાટવી કુંવર થયા. તે પછી તેમણે જે પહેલી શહેનશાહી ફરજ બજાવી, તે ઓસ્ટ્રેલીઆની પ્રજાસત્તાક પાર્લો-

મેંટ ઉઘાડવાની ક્રિયા કરવાના સંબંધમાં હતી. ઓસ્ટ્રેલીઆની પ્રજાસત્તાક પાર્લામેંટ ખુલ્લી મુકાવાનો વિચાર થયો, ત્યારે રાણી વિકટોરીઆ જીવતાં હતાં. જ્યોર્જનું લગ્ન થયા પછી ઓસ્ટ્રેલીઆના સંસ્થાને પાર્લામેંટ ખુલ્લી મુકવાનું તેમને નિમંત્રણ કર્યું હતું, પરંતુ તે સમયે તેનો સ્વીકાર થયો ન હતો. જ્યારે રાણી વિકટોરીઆનો મણિમહોત્સવ (ડાયામંડ જ્યુબીલી) આવ્યો ત્યારે પાછું નિમંત્રણ આવ્યું અને કમનસીબે જ્યોર્જને તેની ના પાડવાની ફરજ પડી. પરંતુ આ સમયે મી૦ જોસફ ચેમ્બરલેનની સુચનાને માન આપીને પાટવી કુંવર જ્યોર્જે ઓસ્ટ્રેલીઆ જવાનો વિચાર રાણી વિકટોરીઆની સંમતિથી જાહેર કર્યો. પછી રાણી વિકટોરીઆનું મર્ણ થયું. પણ રાજા સપ્તમ એડવર્ડે તેમને ઓસ્ટ્રેલીઆની પ્રજાસત્તાક પાર્લામેંટ ખુલ્લી મુકવાને મોકલવાની ગોઠવણ બહાલ રાખી તે માટે તેઓ ઓફીર નામની આગબોટ ઉપર તા૦ ૧૬ મી માર્ચ ૧૯૦૧ ને દિવસે સ્વાર થયા. ચાર દિવસમાં તેઓ જીબ્રાલ્ટર આવી પહોચ્યા. ત્યા જમીન ઉપર ઉતરતાજ તેમને લેડી સ્મીથના રક્ષક સર જ્યોર્જ વ્હાઇટે આવકાર આપ્યો ત્યાંથી માલ્ટાની પ્રજા તરફનું તેડું આવવાથી તેઓ ત્યાં સીધાર્યા. પછી તેઓ ૧૨ મી એપ્રીલે સીલોન આવી પહોચ્યા. ત્યાંની ધારાસભાઓએ, મ્યુનીસીપાલીટીએ અને વેપારી

મંડળે તેમને આવકારનાં માનપત્ર આપ્યાં અને તેનો ઉત્તર વાળતાં ૧૯ વર્ષ પહેલાં તેમણે તે ટાપુની જે મુલાકાત લીધી હતી. તેનું ત્યાંના લોકોને સ્મરણ કરાવ્યું હતું. ત્યાંથી તેઓ સીંગાપોર, અને પછી તા૦ ૫ મી મેએ મેલબર્ન ગયા માર્ગમાં જે જે સ્થળોએ તેઓ અને તેમની પત્ની ઉતર્યાં તે સર્વે ઠેકાણે તેમને ઉમંગભેર પ્રજાએ વધાવી લીધાં. તેમણે જે જે જોયું, અને તેમાં જે તીવ્ર રસ વૃત્તિ દેખાડી તથા જે માયાળુપણાથી તે સંબંધી જે માહિતી મેળવી લીધી, તેથી લોકો તેમના ઉપર ઘણાજ ફીદા ફીદા થઇ ગયા. મુસાફરીમાં તેમણે બને ત્યાં સુધી ઉંડાણમાં ઉતરીને સર્વ માહિતી મેળવવાના પ્રયત્નો કરેલા છે, અને જે જે લોકના સમાગમમાં તેઓ આવ્યાં, તેમના જીવન અને વ્યવહારનાં સંકટ, સંતાપ, અને સંત્રાસ જાણવાને મથ્યાં છે,

## ઓસ્ટ્રેલીઆની પ્રજાનો મહાન્ સત્કાર.

તેમની આ સંસ્થાનિક મુસાફરી જયવંત નીવડી, અને તેનું સફળ પરિણામ આવ્યું. મેલબોર્ન પહોંચતાં આ ઉત્સાહી યુગલને ભારે ઉલટભેર આવકાર મળ્યો. ૧૫૦૦૦ માણસોના ટોળા સમક્ષ તેમણે ત્યાંની પ્રજાસત્તાક પાર્લામેંટ ખુલ્લી મુકી, અને તે પ્રસંગને માટે ખાસ ઉભું કરેલું પ્રદર્શન પણ ખુલ્લું મુક્યું.

બીજે દિવસે મેલબોર્નના શરતના મેદાનમાં ૧૫૦૦૦ માણસોની વચ્ચે શરત શરૂ થઇ. તે પછી તેમણે મેલબોર્ન યુનીવર્સીટીને લગતી પણ ક્રિયા કરી આ ઉપરાંત ઓસ્ટ્રેલીઆમાં બીજી કેટલીક જાહેર ક્રિયાઓ અને ઉત્સવોમાં પણ ભાગ લીધા બાદ તેમણે ન્યુઝીલંડની મુલાકાત લીધી. ત્યાના લોકોએ અતિશય ઉત્સાહથી તેમને વધાવી લીધા.

નામદાર જ્યોર્જે આ મુસાફરીની નોંધમાં એવી ગણત્રી નોધી છે, કે તેઓ ઇગ્લાંડ પાછા ફર્યા તે દરમ્યાન તેમણે ૧૫૦૦૦ મૈલની મુસાફરી ખેડી તેમને લગભગ ૫૫૦ માનપત્રો મળ્યા હતા, ૬૨,૦૦૦ લશ્કરીઓની કવાયત નિહાળી હતી, ૪૦૦૦ યુદ્ધના અંગના તથા બીજાં કાર્યોના અંગનાં પદકો (મેડલ) ભેટ આપ્યાં હતા; ઓફીર આગબોટ ઉપર ૫૦૦ પરોણાઓની પરોણાગત કરી હતી, અને ૫૦,૦૦૦ થી પણ વધુ લોકો સાથે હસ્તધુનન કર્યું હતું.

## સંસ્થાનોની બ્રિટીશ સામ્રાજ્ય પ્રતિ નિષ્ઠા.

અહીંથી તેઓ તાસ્માનીઆ, મોરીશીઅસ અને કેનેડા ગયા. ત્યાથી ૧૯૦૧ ના નવેમ્બરની તા૦ ૯ મીએ પોતાના પિતા રાજા એડવર્ડની વર્ષગાંઠને દિવસે બપોરે આઠ માસની મુસાફરી કરીને પોર્ટસ્મીથ પાછા ફર્યા. અને રાજા એડવર્ડ તથા રાણી પોતાના યુવરાજને તેડવાને સ્ટેશને ગયાં હતાં. તે વખતે રાજા જ્યોર્જના રાજકુંવર હેનરીની

ઉમર માત્ર બાર માસની હતી. આટલા બધા લાંબા વિયોગ પછી રાણી મેરીએ તેને બાથમાં લીધો, તે સમયની તેની લાગણીનું વર્ણન અવર્ણ્ય છે.

તે રાત્રે પિતા પુત્રે કેટલાક કલાક સુધી મુસાફ્રીના અનુભવ સંબંધી તથા સસ્થાનોની પ્રજાની રાજયનિષ્ઠા સંબધી વાતચીત કરી એમ માનવાને સબળ કારણ છે, કે તેમણે ખુલ્લા દિલથી પોતાના હૃદય ઉપર સંસ્થાનવાસીઓના વર્તન સંબંધી પડેલા સંસ્કારો અને તેના વિગતવાર કારણો રાજા સપ્તમ એડવર્ડને જાહેર કર્યા. સસ્થાનવાસીઓની રાજ્યનિષ્ઠા અને રાજયભક્તિની રાજા જયોર્જ ઉપર સજજડ અસર થઈ હતી. બ્રીટીશ સામ્રાજયના એક અગ તરીકે એ સંસ્થાન વાસીઓએ પોતાને શીરે ભાર ઉઠાવી લેવાની જે તત્પરતા દર્શાવી હતી. તેથી તેમનું વલણ તે સમયથીજ સસ્થાનો પ્રતિ વળ્યું હતું અને અત્યારે પણ સસ્થાનોના હિતનો પ્રશ્ન રજુ થતા, તેઓ પુરતા ધ્યાનથી તે ઉપર વિચાર કરે છે.

સ્વાભાવિક રીતે રાજા એડવર્ડ ઉપર આ ખાનગી મુલાકાતની સારી અસર થઈ અને તે પછીની સસ્થાનો સાથેની તેની રાજ્યનીતિ અતિશય દીલસોજ થવા પામી હતી.

મુસાફરીના અનુભવ પ્રજાને જાહેર કરવાને તેમણે લંડનના બલકે આખા ઇંગ્રેજી રાજયના લોકોને પોતાનો વેપાર પગભર કરવાને દુનીઆના બજારોમાં

હરીફાઇથી પોતાની શ્રેષ્ઠતા જાળવી રાખવાને ઉત્તમ અને આવશ્યક બોધ આપ્યો. તે પ્રસંગના તેમના શબ્દો ખાસ યાદગાર રહી ગયા છે તેમણે કહ્યુ હતું કેઃ—

## ઇંગ્લંડને જાગૃત થવાનો બોધ.

"જુના દેશે હવે જાગૃત થવુંજ જોઇએ જો તે પરદેશી હરીફોની સામે સંસ્થાનોના બજારોમાં પોતાની શ્રેષ્ઠતા જાળવી રાખવી માગતો હોય, તો તેને જાગૃત થયા વિના છુટકોજ નથી," તેમણે તેજ ભાષણમાં સંસ્થાનોની બ્રિટીશ સામ્રાજ્ય પ્રતિની વફાદારીના સંબંધમાં એવાં ખાત્રી લાયક વચનો કહ્યાં, કે "મારી મુસાફરી દરમ્યાન મારા હૃદય ઉપર ખાસ કયી અસરો થઇ, એમ જો મને પૂછવામાં આવે, તો હું બીજી બધી અસરો કોરાણે મુકીને વગર અચકાયે જણાવું, કે જુના દેશપ્રતિ બ્રીટીશ સંસ્થાનો સ્નેહ અને મમતા ધરાવે છે અને બ્રિટીશ સામ્રાજ્ય પ્રતિ વફાદાર છે."

## સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક.

૧૯૦૧ માં રાજા જ્યોર્જે શાહજાદા તરીકે બર્લીન દરબારની મુલાકાત લીધી. તે સમયે જર્મનીના ઇંગ્લાંડ વિરૂદ્ધ સજ્જડ લાગણી ઉશ્કેરાઇ હતી અને જો કે તેની આ મુલાકાત રાજદ્વારી નહુતી, પરંતુ ત્યાંના શહેનશાહની વર્ષગાંઠ નિમિત્ત તેમને ત્યા જવાનું થયું હતું, છતા કૈસરની પ્રજાએ ઇંગ્લંડ તરફ ખાસ દેખાઈ આવે એવો સ્નેહભાવ દર્શાવ્યો હતો.

શહેનશાહ એડવર્ડના રાજ્યાભિષેકનો મૂળ દિવસ જુનની તા૦ ૨૬ મીએ ઠરાવેલો હતો, તે દરમ્યાન તે નામદાર આતરડા ઉપર સોજો થયાથી માંદા પડ્યા, અને ગંભીર વહાડ કાપ થવાથી થનારા રાજ્યાભિષેકના અંગના ઉત્સવોમાં ભાગ લેવાને અશક્ત થઇ પડ્યા. તેથી તે સમયના ઉત્સવોમાં શહેનશાહની જગો પુરવા માટે તેમને જર્મનીથી એક દમ બોલાવવામાં આવ્યા. સંસ્થાનોના ઘોડેસ્વારોની ટુકડીઓએ તેમને તા૦ ૧ લી જુલાઈએ આવકાર આપ્યો, અને બીજે દિવસે રાજ્યાભિષેકને ટાંકણે હિંદી લશ્કરની સઘળી શાખાઓના પ્રતિનિધિઓની તેમણે તપાસ લીધી. આ તપાસ દરમ્યાન રાણી એલેકઝાન્ડ્રા તથા પરદેશી રાજ્યોના પ્રતિનિધિઓ હાજર હતા. અને તે સમયનો જે ઠાઠમાઠ ભર્યો દેખાવ થયો હતો, તે અનુપમ હતો માલબરો હાઉસમાં રાજાના રાજ્યાભિષેકને અંગે તા. ૨૬ મી જુનને દિવસે તેમણે લંડનની વિવિધ સંસ્થાઓનાં આશરે ૧૩૦૦૦ છોકરાંઓને પાર્કમા ખાણુ આપ્યું. અને રાજ્યાભિષેકના પ્રસંગની યાદગીરીમા કાઢવામાં આવતી રાજા એડવર્ડની હોસ્પીટલના ફંડની સભાના તેઓ પ્રમુખ થયા અને તેમના મુખીપણા હેઠળ પૌંડ ૬૦૦૦૦૦–રૂા ૯૦ લાખ ભરાયા.

## હિંદનો પ્રવાસ.

નામદાર રાજા સપ્તમ એડવર્ડ ગાદીએ આવ્યા

પછી યુવરાજ જ્યોર્જને હિંદની મુલાકાતે મોકલવાનો નિશ્ચય કર્યો ઉપર દર્શાવ્યા પ્રમાણે નામદાર જ્યોર્જ અખબેવાર કંઈ કંઇ ચિરસ્મરણીય કાર્યો ખુલ્લાં મુકવાના પ્રસંગો કાઢી રાજાના પ્રતિનિધિ તરીકે સંસ્થાનોમાં આવકારભેર પ્રવાસો કરેલા તેથી હિંદી પ્રજા પણ સ્વાભાવિક રીતે પોતાના રાજાના યુવરાજ અને ભવિષ્યના રાજાનો સત્કાર કરવાની તીવ્ર ઇચ્છા ધરાવેજ. ઓસ્ટ્રેલીઆની મુસાફરીની કાર્યવાહીમાં હિંદની મુલાકાતને સ્થાન મળ્યું નહીં, તેથી હિંદી પ્રજા અતિશય દીલગીર થઇ. આથી રાજા સપ્તમ એડવર્ડ તરફથી હિંદી પ્રજાને એવું વચન આપવામાં આવ્યું, કે રાજકુમાર જ્યોર્જ હવેની પહેલી મુસાફરીએ નીકળતા હિંદની મુલાકાત લેવાને ચુકશે નહીં. ૧૯૦૫ ના નવેમ્બરમાં એ વચન પાળવામાં આવ્યું.

રાજકુમાર જ્યોર્જ અને તેમની પત્ની મેરીએ પછી ૧૯૦૫ ના નવેમ્બરથી ૧૯૦૬ ના માર્ચ સૂધી હિંદુસ્તાનમા પ્રવાસ કર્યો. ત્રીસ વરસ આગમચ તેમના પિતા યુવરાજ એડવર્ડના આગમનથી તથા સોળ વર્ષ પૂર્વે તેમના મર્હુમ આલબર્ટના હિંદના પ્રવાસથી, જેમ હિંદી પ્રજાનો બ્રીટીશ સામ્રાજ્ય સાથેનો સંબંધ વિશેષ ગાઢ થયો હતો, તેમ તેમની આ સમયની મુલાકાતથી હિંદી પ્રજા ઉપર કાર્યસાધક અસર થઇ. આરંભથી તે અંત સૂધી

તેમનો હિંદી પ્રવાસ સફળ નીવડયો. કોઇ જગોએ તેમને બીલકુલ વાંધો વચકો નડયો નહીં, અને સર્વત્ર તેમણે સવળતા અને સરળતાથી મુસાફરી કરી. તેમનો આ પ્રવાસ ધગાર વિશેષ વિસ્તારવાળો હતો. દેશનાં ઘણાખરાં મુખ્ય સ્થાનોમાં તેમને સત્કાર મળ્યો હતો. તેઓ હિંદ પધાર્યા તે સમયે લોર્ડ કર્ઝન વાઇસરોય હતા રાજકુમાર મુંબઇ આવી પહોંચતાં તેમને આવકાર આપવાને તે 'રીનાઉન' નામની આગબોટ સમીપ ગયા અને બંદર ઉપર મુંબઇની પ્રજા તરફથી સર ફીરોજશાહ મહેરવાનજી મહેતાએ તેમને આવકારનું માનપત્ર આપ્યું. મુંબઇની પ્રજાએ તેમનો ઉલટભેર સત્કાર કર્યો, તે માટે તેમણે યોગ્ય શબ્દોમાં તેનો આભાર માન્યો. પ્રવાસ દરમ્યાન જે જે સ્થળે તે નામદારો સીધાવ્યાં, તે સર્વ સ્થળે તેમને સઘળી કોમો, જાતિઓ અને ધર્મના લોકો તરફથી એકસરખો, અને અપ્રતિમ આદરસત્કાર મળ્યો. માત્ર પૌવાર્ત્ય દેશોજ દર્શાવી શકે એવા ભવ્ય અને શોભાયમાન ઠાઠમાઠથી તે નામદારોને વધાવી લેવામાં આવ્યા હતા. અને તેમની પરોણાગત કરવામાં હિંદના દેશી રાજાઓ એક એકથી સરસાઇમાં ચઢ્યા હતા. મુંબઇથી તેઓ ઉત્તર તરફ ઇંદોર, જયપુર, બિકાનેર, લાહોર અને પેશાવર ગયા. પછી દક્ષિણ તરફ વળીને રાવળપીંડી, અમૃતસર અને ગ્વાલીઅરની

મુલાકાત લીધી. પાછા પૂર્વ તરફ વળી તેમણે લખનો અને કલકત્તામાં હાજરી આપી. ત્યાંથી તેઓ રંગુન, અને માડલે ગયા. પછી દરીયાઈ રસ્તે તેઓ મદ્રાસ પહોચ્યા અને ત્યાંથી તેમણે મહેસુલ, બેંગલોર, હૈદ્રાબાદ, કાશી, કાનપુર, અલીગઢ અને મસુરીની પણ મુલાકાત લીધી. ત્યાંથી રાજ્યમંડળી પાછી ઉત્તર તરફ અલીગઢ આવી. અને પશ્ચિમ તરફ કવેટા અને ચમન પહોચી, અને કરાંચીથી ઇગ્લંડ તરફ સીધારી.

હિંદના શહેનશાહી પ્રવાસની સઘળી વિગતો આ ટુંકા વૃત્તાંતમાં આપી શકાય એમ નથી. પરંતુ શાહજાદાએ હિંદનો કિનારો છોડતા પહેલાં પોતાની હિંદી પ્રજા તરફની વલણ જાહેર કરવા સારૂ જે વાક્ચાતુર્ય ભરેલાં, અને ખરા જીગરનાં ઉમદા વચનો ઉચ્ચાર્યા હતાં, તે નીચે પ્રમાણે છેઃ—

“ઇશ્વરી કૃપાથી અમે પ્રવાસ પુરો કર્યાના સંબંધમાં તમારા છેવટના શબ્દો માટે અમે અને તમે બન્ને ઇશ્વરના સૌથી વિશેષ આભારી છીએ. પણ હવે અમારો હિંદનો પ્રવાસ પુરો થયો છે. હું તમને અને આ મોટા તથા અદ્ભૂત દેશવાસી મારા સઘળા મિત્રોને ખાત્રીથી કહું છું કે હું સ્નેહ અને આભારની લાગણીથી હિંદનો કીનારો છોડી જાઉં છું. અમે હિંદ જોયું છે, અને તેના સંબંધી સર્વ જાણી લીધુ છે, હિંદનું ખરેખરૂં જીવંત

ચિત્ર અમારી આગળ ખડું થાય, અમે તેને ફરીથી જોઇએ. એવી ઇચ્છા થાય, તથા અમારા હૃદયમાં દરેકે દરેક ધર્મ અને કોમની હિંદી પ્રજા સંબંધી દીલસોજીની લાગણી થાય, તે પુરતું અમે સઘળું જોયું છે.

" દરેક દરેક જગોએ જો કે અમને ભપકાદાર અને ઉજ્જવળ આવકરણુ મળ્યો છે, આનંદી અને સુખી ચહેરાવાળા હજારો લોકોએ અમને વધાવી લીધાં છે, તથાપિ ખેતરો અને મેદાનોના તાવી નાખે એવા વાતાવરણમા સખત જીવન ગાળનારાં માણુસો છે, એ વાત અમે વિસરી ગયા નથી, અને રૂતુસર પુરતો વર્ષાદ નહીં આવતાં સખત મજુરી કરનારાં ધીરજવાન ખેડુતોને શા શા સંકટો સહેવાં પડે છે તે અમે જાણીએ છીએ. હિંદનો પ્રવાસ કરવાની અમને રજા મળી, તે માટે અમે બન્ને અંતકરણુથી આભારી છીએ. અને અમારા ઉપર તેથી એવી અસરો થઇ છે, કે જેથી ભવિષ્યના અનુભવ અને અભ્યાસ સાથે બ્રિટીશ રાજયવહીવટના પ્રશ્નો સમજવાને અમે શક્તિવાન થઇશું. કારણુ કે હિંદના સાદામાં સાદા પ્રશ્નો ઉપર પણુ વિચાર કરવા માટે આ મોટા ખંડની અમારી મુલાકાતથી સર્વ કોઇને લાભ થવોજ જોઇએ

" હિંદના .સઘળા ભાગોની અમારી મુસાફરી અતિશય સુખ અને આનંદ આપનારી નીવડી છે.

સર્વ વર્ગના લોકોએ જે સ્નેહ અને શુભ ઇચ્છા દર્શાવ્યાં છે, તે માટે તેમનાં અમે આભારી છીએ. હિંદમાં અમે પ્રથમ પગ મુકયો, ત્યાંથી રાજ્ય તરફની રાજ્યનિષ્ઠા અને શહેનશાહ–રાજાની જાત પ્રતિની રાજભક્તિની લાગણી જે સર્વત્ર હિંદમાં જણાવ્યામાં આવી છે, તેથી અમારાં અંતઃકરણ ઉપર ઉંડી અસર થઈ છે સોળ વર્ષ ઉપર અત્રે આવેલા મારા મોટા ભાઈ તરફના જે સ્નેહની લાગણી તમારા હૃદયમાં હજી સુધી જળવાઈ રહેલી છે, તે લાગણીના પ્રદર્શનથી પણ અમારાં અંતઃકરણ ઉપર સારી અસર થઈ છે. હિંદને છેલ્લી સલામ કરતાં અમે સત્યતાથી કહીશું કે અમારો પ્રવાસ અખંડ અને અખુટે, સુખી તથા અતિ શિક્ષણીય અનુભવોથી ભરપૂર નીવડયો છે. ”

## હિંદ સાથે વિશેષ દીલસોજીથી કામ લેવાના કર્તવ્યનો બોધ.

હિંદનો પ્રવાસ પુરો કરીને તેઓ નામદાર ૧૯૦૬ ના માર્ચ માસમાં ઇંગ્લંડ ખાતે પધાર્યા, ત્યારે તેમણે જેમ પહેલાં સંસ્થાનોના પોતાના અનુભવ સંબંધી ઇંગ્લંડના લોકોને બોધ આપ્યો હતો, તેમ આ સમયે પણ તેમણે લંડન આવ્યા પછી તરતજ ગીલ્ડ હોલ ખાતે પોતાના હિંદના અનુભવ અને તેથી પોતાના ઉપર થયેલી અસર સંબંધી ઇંગ્લંડના લોકને સુંદર છટાદાર ભાષણથી પૂર્ણપણે મા-

હિત કર્યા હતા તથા તેમનું હિંદ પ્રતિનું કર્તવ્ય શું છે તે વિશે પુરતી રીતે વાકેફ કર્યા હતા. તે સમયનું તેમનું આખું ભાષણ ચિરસ્મરણીય છે તેમાં સૌથી વિશેષ આકર્ષક આ વચન છે, કે—

"જે સર્વે મેં જોયું છે, અને સાંભળ્યું છે તે ઉપરથી મને એવો વિચાર આવ્યા વિના રહેતો નથી, કે **હિંદનો વહીવટ ચલાવવાનો ભાર, જો આપણે સમભાવના તત્વને તેમાં વધારે વિસ્તારથી ભેળવીશું, તો તે વિશેષ સહેલો અને સરળ થશે. હું એવું ભવિષ્ય ભાખવાની હિમ્મત કરૂં છું, કે જો ત્યાંની પ્રજા તરફ એવી દીલસોજી બતાવવામાં આવશે, તો હિંદી પ્રજા તેનો ખરા અંતઃકરણથી પુષ્કળ સત્કાર કરશે.**"

વળી તેમણે તેજ પ્રસંગે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢયા હતા—

"મને એમ લાગ્યા વિના રહેતુંજ નથી, કે હિંદની ભૂમી ઉપર વિચરનાર પ્રત્યેક બ્રીટનવાસી માતૃભૂમી (ઇગ્લાંડ) તરફથી હિંદવાસીઓની લાગણીને પ્રબળ કરવામાં ભ્રામક વિચારોનો નાશ કરવામાં, તથા ગેરસમજુતીને દુર કરવામાં મદદ કરે છે, તે સાથે તે બંધુભાવ અને સમભાવની લાગણીને પોષણ આપે છે."

# સાતમા એડવર્ડનો સ્વર્ગવાંસ,

## અને નવા રાજાનું ગાદીએ આવવું.

હિંદુસ્તાનના શહેનશાહ નામદાર સાતમા એડવર્ડ ટુંક મુદતની માંદગી ભોગવી તા. ૬ઠી મે સને ૧૯૧૦ ની રાત્રે અગીયારને પીસ્તાળીસ મીનીટે સ્વર્ગવાસી થયા જે વેળા શહેનશાહબાનું, તથા પ્રીન્સઓફવેલ્સ (પાચમા જયોર્જ), પ્રીન્સસ રાયલ, ડયુક ઓફ ફાઇફ, પ્રીન્સેસ વિકટોરિયા અને પ્રીન્સેસલુઇ હાજર હતાં. નામદાર મર્હુમ શહેનશાહના મરણથી એમને ફારીઘા લાગ્યો હતો. આખા શહેરમાં અને દેશો દેશ આ માઠા બનાવની ખબર પવન વેગે ફેલાઈ ગઈ હતી અને દીલાસાના તાર ઉપરા ઉપરી આવતાં એનો જવાબ આપવાનું કામ ઘણુ જ વધી પડયું હતું. આ અતિ દુઃખદાયક ખબર હિંદી પ્રધાને તાર મારફતે નામદાર હિંદી સરકારને પોચાડ્યા હતા જે નામદાર હિંદી સરકારે તા. ૯-૫-૧૦ના રોજ ગેઝેટનો વધારો બહાર પાડી પ્રજાની જાણ માટે જાહેર કરવામા આવ્યા હતા. તે ખબર નીચે પ્રમાણે હતી:—

મારા લોર્ડ. નામદાર શહેનશાહ એડવર્ડ સાતમાના મરણની દીલગીરી ભરી ખબર તમો નામદારને પુગાડવાની મને દુંઃખ ભરી ફરજ પડે છે. તેમનું મરણ બકીંગહામ પેલેસમાં તા૦ ૬ઠી મેની રાત્રે ૧૧ ને ૪૫ મીનીટે તેમની રૈયતની અતિ

દીલગીરી વચ્ચે નીપજ્યું છે. પ્રીવી કાઉન્સીલના અને બીજા ઉમરાવો રીવાજ મુજબ એકદમ ભેગા મળશે અને હાલના સંયુક્ત રાજ્યો તથા દરિયારના બ્રીટીશ મુલકોના રાજા તથા ધર્મના રક્ષક અને હીંદના શહેનશાહની નીમણુંક કરવા બાબેના ઢંઢેરાનું ફરમાન આપશે. તેમના ઢંઢેરાની એક નકલ ઘટતા વખતમાં તમો નામદાર સન્મુખ રજુ કરવામાં આવશે. મરહુમની પાયદસ્તની ક્રીયા કરવાનો દીવસ નક્કી કરવામાં આવશે તે વીશે તેમજ જાહેર શોકની મુદત બાબત હું તમોને ઘટતા વખતમાં જણાવીશ અને તે બાબતમાં વધુ હુકમો આવતાં સુધી તમો નામદારને યોગ્ય લાગે તે મુજબ ફરમાન કાઢશો.

જે શોકાતુર ખબરમેં તમોને પુગાડી છે તે ખબરથી હું જાણુ છું કે હીંદુસ્થાનમાં જેટલી ઉંડી દીલગીરી ફેલાશે તેટલી શહેનશાહતના બીજા કોઇ પણ ભાગમા ફેલાઇ હશે નહીં.

હીંદુસ્થાનનાં રાજ્યકર્ત્તાઓ અને ત્યાંના લોકો માટે નામદાર શહેનશાહ ઘણી કાળજી રાખતા હતા અને તેના બદલામા હીંદના લોકો તાજ તરફ ભારે વફાદારી દેખાડતા હતા.



## પાર્લીમેંટમાં નવા રાજાની હાજરી.

પાર્લીમેંટની સભા તા. ૭ મીએ બપોર પછી મળી હતી જે વખતે લોર્ડ ચેનસેલર અને બીજા ૫૦ ઉમરાવોએ વફાદારીના સોગન લીધા હતા. હજારો લોકોએ નવા રાજા જ્યોર્જ પાંચમાને સલામ કરી હતી તે વખતે નામદાર જ્યોર્જે એડમીરલનો પોશાક અને ગારટરનો ઓરડર પહેર્યો હતો.

---

## શહેનશાહ તરીકે પહેલું ભાષણ.

પ્રીવી કાંઉન્સીલરો મોટી સંખ્યામાં હાજર હતા. દેખાવ ઘણોજ ગંભીર અને ભપકા ભરેલો હતો. કાંઉન્સીલ એક કલાક સુધી બેઠી હતી.

ના૦ રાજા જ્યોર્જે કાંઉન્સીલમાં જણાવ્યું કે અત્યારે મારી લાગણીઓ એટલી દીલગીરીથી છવાઇ ગઇ છે કે હું વધારે બોલી શકીશ નહીં. મારા પીતાના શબ્દો મને યાદ આવે છે કે જ્યાં સુધી મારો શ્વાસો શ્વાસ ચાલે છે ત્યા સુધી તો લોકોનું શ્રેય વધારવાની હું કોશેશ કરીશ આ વચન મારા પીતાએ પોતાની શક્તિનો વધુમા વધુ ઉપયોગ કરી પાળ્યું છે

પ્રભુની મહેરબાનીથી હું પણ તે બાબતમાં મારા પીતાને પગલે ચાલવાનો ખંતથી બનતો પ્રયત્ન કરીશ મારા પિતાના મરણથી માત્ર પિતા કરતા પણ વધુ ખોટ મને ગઇ છે, કેમકે તેમના

મરણુથી મેં રાજા, પિતા અને મિત્ર ગુમાવ્યો છે. છેવટે તે નામદારે જણાવ્યું કે રાજ બંધારણને બરોબર ટકાવી રાખવા હું મારાથી બનતું કરીશ.



## નવાં શહેનશાહબાનું.

સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું કે નામદાર શહેનશાહ જ્યોર્જના રાણી 'કુવીનમેરી' એટલે 'રાણી મેરી'ને નામે ઓળખાશે.



## નવા રાજા સંબધી ઢંઢેરો.

તા. ૯ મી સોમવારના રોજે સેંટ જેમસીસ પેલેસમાં ના૦ રાજા પાંચમા જ્યોર્જ ગાદીએ આવ્યા બાબતનું જાહેર પત્ર ગારટર કીંગ ઓફ આરમ્સે, વાંચી સંભળાવ્યું હતું, જે વખતે ત્યા લાખો માણસો એકઠાં થયા હતાં. ઢઢેરો વચાતો હતો તેટલો વખત વાવટાઓ ચઢાવવામાં આવ્યા હતા અને તોપો ફોડવામાં આવી હતી. ધુમસ ને વાદળાને વીખેરી થોડો વખત સુર્ય પણ પ્રકાશી નવા રાજાને મુબારકબાદી આપતો જણાતો હતો. ઢઢેરાને અતે લોકોએ "ઇશ્વર રાજાને સલામત રાખ" એ ગાયન જબરજસ્ત ખુશાલીના પોકારો સાથે ગાયું હતું. જેના અવાજ સેંટ જેમ્સમાંથી નીકળી શહેરમાં પહોચતો હતો. આ દેખાવ ના૦ શહેનશાહ

અને તેમના બાનુએ બકીંગહામ મહેલની બારીમાથી ઉભાં ઉભાં જોયો હતો.

નામદાર શહેનશાહ જયોર્જ પાચમાનો ઢંઢેરો તથા અભય વચન હિંદુસ્તાનના ઈલાકેદાર મુખ્ય શહેરો કલકતા, મુંબાઈ, મદ્રાસ, લાહોર, સીમલા, ઢાકા, અલાહાબાદ અને તેવોજ પ્રખ્યાત શહેરોમાં તા. ૧૨ મીને ગુરૂવારે સાંજના પાચ વાગતા વાંચવામા આવ્યો હતો. જે વેળા વાવટા ઉંચે ચડાવવામાં આવ્યા હતા. તથા પરમેશ્વર નામદાર શહેનશાહને બચાવો, એવા પોકારોથી ઢંઢેરો વધાવી લેવામાં આવ્યો હતો. હમેશ મુજબ સલામીની તોપો તે વખતે ફોડવામા આવી હતી, એ ઢંઢેરો તથા અભય વચન નીચે મુજબ હતું:—

## ઢંઢેરો.

સર્વ શક્તિવાન પરમેશ્વરે આપણા સુસ્મરણીય અને પ્રતાપી મર્હુમ સાર્વભૌમ રાજા ૭ મા એડવર્ડને પોતાની સન્મુખ બોલાવી લીધા છે, તેમના સ્વર્ગવાસથી ગ્રેટ-બ્રિટન અને આયર્લેંડના સંયુક્ત રાજ્યની અને મલિક મુઆઝમના બીજા સઘળા મુલકોની રાજસત્તા મહાન અને સમર્થ શાહજાદા જયોર્જ ફ્રેડરીક અર્નેસ્ટ આલબર્ટને એકલાને ખરા હકથી પ્રાપ્ત થઈ છે, તેટલા માટે અમે હિંદુસ્તાનના ગવર્નર જનરલ અને કાઉન્સિલના મેમ્બરો હવે

આ ઉપરથી એકકે અવાજે અને કાયા, વાચા તથા મનથી પ્રસિદ્ધ કરીએ છીએ અને જાહેર કરીએ છીએ કે આપણા સુસ્મરણીય અને પ્રતાપી મહુંમ સાર્વભૌમ રાજાના સ્વર્ગવાસથી હવે મહાન અને સમર્થ શાહજાદા જ્યોર્જ ફ્રેડરીક અર્નેસ્ટ આલબર્ટ એકલાજ ઇશ્વર કૃપાએ કાયદાથી અને હક્કથી સાર્વભૌમ રાજા પાંચમા જ્યોર્જ અને ગ્રેટબ્રિટન અને આયર્લંડના સંયુક્ત રાજ્યના અને સમુંદ્રની પેલીગમના બ્રિટિશ મુલકોના રાજા, ધર્મસંરક્ષક અને હિંદુસ્તાનના શહેનશાહ થયા છે. તેમને વિષે અમે અંતઃકરણ પૂર્વન અને સવિનય પ્રેમપૂર્વક, સંપૂર્ણ શ્રદ્ધા રાખવાનુ અને તેમની આજ્ઞા સતત પાળવાનું કબુલ રાખીએ છીએ, અને જે પરમેશ્વરની સત્તાથી રાજા અને રાણીઓ રાજ કરે છે તે પરમેશ્વરની એવી પ્રાર્થના કરીએ છીએ કે તે યુવરાજ પાંચમા જ્યૉર્જને આપણા ઉપર રાજ કરવાને દીર્ઘાયુ અને સુખી રાખે

---

## અભય વચન.

લોર્ડો અને સદ્ગૃહસ્થો,

મારૂં અંત કરણ એટલું બધું ભરાઇ આવ્યું છે કે, હું આજે તમારી આગળ વધારે બોલી શકું એમ નથી. મારા અત્યંત પ્રિય પિતા આપણા રાજાના મૃત્યુ બાબત તમને જણાવવાની દુ.ખદાયક ફરજ

સારે બજાવવાની છે. મારે માથે અને આખી શેહ-નશાહને માથે કદી પણ ન પુરી શકાય એવી જે ખોટ ઓચિંતી આવી પડી છે તેમાં, પોતાની પ્રજાના સુખમાં ભાગ લેવામાં અને તેની વૃદ્ધિ કરવામાંજ પોતાનું સુખ માનતા હતા એવા પોતાના માનીતા રાજા માટે શોક કરનારી મારી ભવિષ્યની પ્રજાની સહાનભુતિ મારી તરફ છે એ જાણીને મને ધૈર્ય આવે છે. મારા પિતાના સ્વર્ગવાસથી મેં માત્ર પિતૃપ્રેમજ નહિ, પણ પ્રિયમિત્ર અને સલાહકાર તરીકેનો ગાઢ અને વત્સલ સંબંધપણ ગુમાવ્યો છે. મારી અતિશય વ્હાલી માતાના અસહ્ય દુઃખમાં પ્રેમભરી સહાનુભૂતિ સર્વત્ર દર્શાવવામાં આવશેજ એની મને પુરેપુરી ખાત્રી છે. નવથી સ્હેજ વધારે વર્ષ પહેલાં આપણા માનીતા રાજાએ આજ સ્થળે ઉભા રહીને એવું વચન આપ્યુ હતું કે જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી હું મારી પ્રજાનાં કલ્યાણ અને ઉન્નતિ માટે મહેનત કરીશ; અને આ એમનું વચન પૂર્ણ રીતે પળાયું છે એમ આખી પ્રજા માનતી હશે એવી મારી ખાત્રી છે. તેમનેજ પગલે ચાલવાનો પ્રયત્ન કરવો, તેમજ આ દેશોની નિયમ બદ્ધ રાજ્ય પદ્ધતિ ચાલુ રાખવી એજ મારા જીવનનો ખરો ઉદ્દેશ છે. મારે શિર જે અત્યંત ભારે જોખમદારીઓ આવી પડી છે તે હું સંપૂર્ણ રીતે સમજુ છું. આ દુષ્કર ફરજો બજાવ-

વામાં પાર્લોમેન્ટ અને આ ટાપુઓના તથા સમુદ્રની પેલી ગમના મારા રાજ્યના લોકો મને મદદ કરશે અને પરમેશ્વર મને શક્તિ તથા બુદ્ધિ આપે એવી પ્રાર્થના કરશે એવો મને પૂર્ણ ભરોસો છે. મારી પ્રજાના કલ્યાણ માટેના દરેક પ્રયત્ન કરવામા મને સતત્ સહાયભૂત થાય એવી મારે સ્નેહાળ પત્ની છે એ જાણીને મને ધૈર્ય મળે છે.

( True translation. )
SYED SHAMSUDDIN KADRI,
Oriental Translator to Government

---

## રાજ્યાભિષેક.

નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાનો રાજ્યાભિષેક તા. ૨૨ મી જુનના રોજ લંડન ખાતે ઉજવવા નકી કરવામાં આવ્યું હતું અને તા. ૨૨-૩-૧૧ ના રોજ એક બાદશાહી ઢંઢેરો બહાર પાડી હિંદ ખાતે દિલ્હી શહેરમાં દરબાર ભરી એ મહોત્સવ ઉજવવા પ્રસિદ્ધીમાં મુકયું હતું તે પ્રમાણે બંને મહોત્સવો થયા છે.

---

## નામદાર શહેનશાહનો પુત્ર પરીવાર.

| નામ. | જન્મ |
|---|---|
| એડવર્ડ આલબર્ટ | ૨૩—૬-૧૮૯૪ |
| આલ્બર્ટ ફ્રેડરીક | ૧૪-૧૨-૧૮૯૫ |
| વિકટોરિયા એલેકઝાંડરા | ૨૫—૪-૧૮૯૭ |

| | |
|---|---|
| હેનરી વિલીયમ- | ૩૧—૩-૧૯૦૦ |
| જયોર્જ એડવર્ડ | ૨૦-૧૨-૧૯૦૨ |
| જયોન ચાર્લ્સ | ૧૨—૭-૧૯૦૫ |

નામદાર રાજા અને રાણી બંને પોતાના દીકરાં તરફ ગાઢ પ્રીતિ ધરાવે છે. અને તેમની કેળવણી અને તેમને ઉછેરવાની રીતી પ્રતિ તેઓ જાતે દેખરેખ રાખે છે. તે બંને કર્તવ્ય બજાવવાને સદા તત્પર રહે છે. રાણી મેરી જાતીય સેવાના તેમના ઉત્તમ આશયોને પોષે છે. અમે એટલુ ઇચ્છીએ છીએ કે પરમાત્મા તેમના ઉચ્ચ મનો ભાવોને બરઆણો અને તેમને હાથે પ્રજાના હિતના કામો કરાવો. અને તેના માટે પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય બક્ષો અને તેમની કારકીર્દી યશસ્વી તથા ઉજવળ કરો. તથાસ્તુ.



## પ્રકરણ ૫ મું.

## રાજ્યાભિષેક વિધિ.



ગાઉના વખતે નવા નવા રાજાઓના રાજ્યાભિષેક પ્રસંગે કરવામાં આવતી રાજ્યાભિષેક વિધિમાં ઘણો ફેરફાર થતો હતો. તેથી દરેક વખતે કઇ કઇ બાબતમાં કયો કયો ફેરફાર કયા રાજાના વખતમાં થયો તે જાણવું જરૂરનું હોવાથી તે સબંધી મુખતેસર હકીકત આ નીચે આપવામા આવે છે.

## આઠમા સૈકાનો રાજ્યાભિષેક.

ઇંગ્લાંડના તવારીખ લેખક ગીલ્ડાસે જુના બ્રીટીશ ખ્રીસ્તી ધર્મના સમય દરમ્યાન બ્રીટીશ લોકની સ્થિતિ કેવી હતી, તેનો ચિતાર આપેલો છે. તે લેખક રાજાઓનાં રાજ્યારોહણ સંબંધી લખતાં જણાવે છે. કે પ્રાચીન બાઇબલમાં વર્ણવેલા વિધિ પ્રમાણે બ્રીટીશ રાજાઓને પણ બ્રીટનમાં પહેલ વહેલો તેલનો અભિષેક કરવામાં આવતો હતો, બ્રીટનમાં પહેલવહેલા આવનારા સેક્ષનોના સમયના રાજ્યારોહણ સંબંધી લેખ ઇગલબર્ટના 'બીશપો-

નાં કાર્યોના પુસ્તક'મા (The pontifical) મળી આવે છે. ઇગલબર્ટ ૮ મા સૈકાના મધ્યકાળમાં થઈ ગયો છે. સને ૭૩૬ થી યોર્કનો વડો ધર્મગુરૂ હતો. તે પોતાના પુસ્તકમાં જણાવે છે, કે

તે સમયે રાજ્યારોહણ વિધિમાં તેલનું મર્દન કરવું, એ મુખ્ય કાર્ય ગણાતું હતું. તે સમયે આશિર્વાદ અને કલ્યાણ સંબંધી કેટલીક સ્તુતિઓ ગાયા પછી ધર્મગુરૂ રાજાને માથે શીંગડામાંથી તેલ રેડતો, અને "ધર્મ ગુરૂ ઝેડોક...." એ શબ્દોથી શરૂ થતું કીર્તન ગવાતું. તે પછી ભેગા થયલા પાદરીઓ અને ઉમરાવો રાજાના હાથમાં રાજ્યની તરવાર સોંપતા, અને પાદરીઓ આશિર્વાદનાં વચનો ભણતા. તે પછી રાજયદંડની (baculus) રાજાને સુપ્રત થતી, અને છેવટે તેના માથા ઉપર મુકુટ (galea) મુકવામાં આવતો અને સમગ્ર સભા ત્રણવાર પોકાર કરતી કે "રાજા ચિરકાળ જીવો, આમીન, આમીન, આમીન." આ પ્રમાણે રાજાને રાજ્યગાદીએ બેસાડવામાં આવ્યા પછી ફરમાનબરદારીની અર્થાત્ રાજ્યનિષ્ઠાની કબુલાતની ચુમીઓ લેવાતી અને ખાસ પ્રભુ સ્તુતિઓ ગવાતાં રાજ્યારોહણ વિધિ સમાપ્ત થતો."

ઓફાના પુત્ર અને મર્સીઅન લોકના રાજા ઇગલબર્ટને ઉપર જણાવેલી વિધિ પ્રમાણે સને ૭૯૬ માં રાજ્યાભિષેક થયો હતો. સેક્ષન સમયના તવા-

રીખ લેખકો જણાવે છે, કે પુરતી ગંભીરતાથી આ વિધિ થયો હતો અને પવિત્ર તેલના અભિષેકથી રાજાને પાવન કરવામા આવ્યો હતો.



## નવમા સૈકાનો રાજ્યાભિષેક.

બીજા ઇથલરેડ રાજાનો રાજ્યાભિષેક એંગ્લો સેક્ષન સમયમાં થયો હતો.

આ રાજાને થયલો રાજ્યાભિષેક ખાસ ધ્યાન ખેંચનારો થઈ પડયો, તેના બે કારણો છે. અત્યાર સુધી રાજાને માથે લશ્કરીઓના જેવો ટોપ (helmet) રાજ્યાભિષેક પ્રસંગે મુકાતો હતો, પણ હવેથી રાજાને માથે મુકુટ મુકવાનો રીવાજ ચાલુ થયો. વળી રાજા એકલાનેજ રાજ્યાભિષેક થતો હતો તેને બદલે રાણીને પણ સાથે અભિષેક કરવાનો રિવાજ દાખલ થયો. ઇગ્લાંડમાં આ સમયે કરવામાં આવેલી વિધિનો યુરોપ ખંડમાં પ્રચાર થયો અને ફ્રાન્સના રાજાઓના રાજ્યાભિષેકો કેટલાક સમય સુધી તેને અનુસરીને કરવામા આવ્યા હતા, તેથી પણ આ વિધિ ઘણોજ અગત્યનો ગણાયો હતો ઇગલબર્ટના અભિષેક વિધિ કરતા આ વિધિમાં થોડોક ફેરફાર થયલો જણાય છે. ઇગલબર્ટને સર્વ સામાન્ય પ્રભુ સ્તુતિ ગવાયા પછી રાજ્યગાદીએ બેસાડવામાં આવ્યો હતો પણ :ઇથલરેડને તેના પેહેલાં

ગાદીએ બેસાડવાની ક્રિયા કરાવવામાં આવી હતી.. વળી ઇથલરેડને રાજ્ય મુકુટ ( galea નહીં પણ corona ) પહેરાવ્યાની ક્રિયા સંબંધી ચોક્કસ વિગત મળી આવે છે. તે સાથે રાણીને પણ રાજ્યારોહણ વિધિમાં સામેલ કર્યા સંબંધી પણ વિગત મળે છે એમ ઉપર જણાવેલું છે હેરોલ્ડ વિલ્યમકોન્કરને પણ આવોજ વિધિ કરવામાં આવ્યો હતો.

---

## દસમા સૈકાનો રાજ્યાભિષેક.

નોરમન રાજાઓના આવ્યા પહેલાં ઘણા જુના કાળથી ઇંગ્લાંડમાં રાજાઓના રાજ્યાભિષેકો થતા હતા. પણ એટલું તો સ્પષ્ટ છે, કે તેમને માથે તેલનો અભિષેક કરવાનો વિધિ રાજ્યમુકુટ ધારણ કરાવવાના વિધિ કરતાં વિશેષ પ્રાચીન અને પ્રચલિત હતો. પ્રસંગ અનુસાર રાજ્યાભિષેક માટે જુદું જુદું સ્થળ નક્કી કરવામાં આવતું. વીન્ચેસ્ટર, બાથ, વિગેરે સ્થળો તે માટે પ્રસિદ્ધ થયાં છે. પરંતુ એડવર્ડ કન્ફેસરે વેસ્ટ મીન્સ્ટર એબે બાંધ્યો ત્યારથી તે અદ્યાપિ પર્યંત આ ક્રિયા આજ સ્થળેજ કરવામાં આવતી અને હેરોલ્ડ તથા વીલીયમ કોન્કરરને પણ અહીંજ રાજ્યાભિષેક થયો હતો.

ત્રીજો રાજ્યાભિષેક પહેલા હેનરીને ૧૨ મા સૈકામા થયો, તે સમયે આ વિધિનો સંપૂર્ણપણે

વિકાસ થયો અને રાજાને માથે, છાતીએ અને ખભાએ તેલનું મર્દન કરવાનો વિધિ દાખલ થયો. રાજ્યની તરવારની સાથે રાજાના ઝભ્ભાએ પહેલી વારના દેખા દીધી, અને રાજાના પછી રાણીને રાજ્યગાદીએ બેસાડવાની ક્રિયા પગભર થઈ અને સર્વ રાજ્યાભિષેક વિધિ પ્રભુભક્તિ ( mass ) પહેલાં થવા માંડી.

પહેલા વીલીયમને તેલના અભિષેકની તેમજ માથે મુકુટ ધારણુ કરાવવાની ક્રિયા કરાવવામા આવી હતી. તે સમયની તવારીખથી જણાય છે, કે વેસ્ટમીન્સ્ટરમાં રાજાને મુકુટ ધારણ કરાવતાં આર્ચબીશપ આલ્ફ્રેડે તેને માથે મુકુટ મુકતા પહેલાં એવા સોગન ખાવાની વિનતિ કરી હતી, કે "મારા પહેલા થઇ ગયલા રાજાઓની પેઠે હું બનશે. તેટલી ઉત્તમ રીતિએ મારી પ્રજા ઉપર રાજ્ય ચલાવીશ." નોરમન રાજાઓને સામાન્ય રીતે એકથી વધુ વખત રાજ્યાભિષેક થતો. તેમના રાજપુત્રોને પોતાના જીવનકાલમાજ તેઓ રાજ્યાભિષેક કરાવતા અને ફરમાનદારીના શપથ લેવડાવતા.

---

## પવિત્ર તેલના મર્દનનેર ઉદ્દેશ.

કેન્ટરબરીના ધર્માધ્યક્ષનો એ ક્રિયા કરાવવાનો હક હતો. રેનોલ્ડ્સ કહે છે, કે બીજા હેનરીએ

થોમસ બેકેટને એ ક્રિયામાંથી બાતલ કર્યો, તે માટે તેણે ફર્યાદ ઉઠાવી હતી. અગાઉ થતા રાજ્યાભિષેક વિધિ સંબંધી બેકેટ જણાવે છે, કે "યશ, પવિત્રતા, ધૈર્ય અને શુરવીરતાનાં ચિન્હ તરીકે રાજાઓને માથે, છાતીએ, અને ખભાઓએ તેલનું મર્દન કરવામા આવે છે પવિત્ર આત્મા ( Holy Spirit ) તેલનું મર્દન થતાં રાજાના આત્માને આલીંગન દે છે, એવું પવિત્ર સુચન કરવા માટે રાજ્યાભિષેક ક્રિયામાં તેલ વપરાય છે. તેલ શહેનશાહના અંગને પવિત્રતા સમર્પે છે, એવી માન્યતા સદા ચાલતી આવેલી છે." લીનકનનો બીશપ ગ્રોસ ટેટ એવો અભિપ્રાય દર્શાવે છે કે, રાજાઓ તેલના મર્દનદ્વારા પવિત્ર આત્માએ આપેલી સાત બક્ષિસોનો સ્વીકાર કરે છે. આવી રીતે તેલનો અભિષેક થયા પછીજ તેઓ દૈવી અંશવાળા ગણાય છે.

પહેલા રીચર્ડનો રાજ્યાભિષેક વિશેષ અગત્યનો હતો ૧૩૦૭ મા "રાજાનું પુસ્તક" ( Liber Begalis ) એ નામના પુસ્તકમા દર્શાવેલો વિધિ કરાવવાનો આરંભ થયો, અને ખ્રીસ્તી ધર્મના પુનરૂદ્ધાર ( Reformation ) ના સમય સુધી એજ વિધિ પ્રચલિત રહ્યો. પછી તેમા લેટીન ભાષામાં થતી પ્રભુભક્તિને બદલે તેનુ ઇંગ્રેજી ભાષાંતર દાખલ કરવામા આવ્યુ અને એવા થોડાક ફેરફાર સાથે તે વિધિ પહેલા જેમ્સના રાજ્યાભિષેક સુધી

ચાલુ રહ્યાં. પહેલા રીચર્ડને કરાવવામાં આવેલા રાજ્યાભિષેક વિધિનું મી૦ રેનોલ્ડસ નીચે પ્રમાણે ટુંકમાં વર્ણન આપે છે:—

રાજ્યાભિષેક પ્રસંગે તેમાં ભાગ લેનારાઓના કેટલાક જાણવા જોગ હકો પ્રસિદ્ધીમા આવેલા છે એ બીના પણ મુકી દેવા જેવી નહિં હોવાથી આ નીચે આપવામાં આવે છે.

## રાજ્યાભિષેકમાં ભાગ લેનારાઓના હક.

જેમ બેઠકો વિગેરેની ગોઠવણ માટે ચાર માસ અગાઉથી કામ લેવામાં આવે છે, તેમ તે ક્રિયામાં કોણ કોણ કેવા પ્રકારનો ભાગ લેવાનો હક ધરાવે છે, તેનો નિર્ણય કરવાનું મહા મુશ્કેલીનું કામ પણ લગભગ છ મહીના પહેલાં હાથમાં લેવામાં આવે છે. ઉપર જોયું તેમ આ મહાન વિધિમાં સૈકાઓથી કેટલાક ફેરફારો થતા આવ્યા છે, અને તેની ધીરે ધીરે ખીલવણી થાય છે. જેમ જેમ તેમાં ફેરફારોની વધઘટ થાય છે, તેમ તેમ તેમા અમુક અમુક ભાગ લેનારાઓના ખાસ હકો સબંધી ગુંચવણ પણ ઉભી થાય છે આ ગુંચવણ દુર કરવા માટે ડયુક ઓફ નોરફોક સેંટ જેમ્મના મહેલમાં ખાસ કચેરી ભરે છે. તેને રાજ્યના બીજા મોટા અધિકારીઓ અને લાગવગ ધરાવનારા નામાંકિત પુરૂષો તેમાં મદદ કરે છે.

રાજ્યભિષેક પ્રસંગનો ભવ્ય દેખાવ અને ઠાઠમાઠ ઇગ્લાંડમાં થતી બીજી સર્વ ક્રિયાઓ કરતાં જો કે વધારે આકર્ષક અને અસરકારક ગણાય છે તોપણ આ ક્રિયામાં ભાગ લેનારાઓના હક તરફ દૃષ્ટિ કરતાં કેટલાક પ્રાચીન ઐતિહાસિક પ્રસંગો આપણને વધુ રસિક લાગ્યા વિના રહેતા નથી. ઘણા પુરૂષો પોતાના પૂર્વજોએ રાજ્યની ઉન્નતિમાં લીધેલા ભાગને આગળ કરીને કેટલીક ક્રિયા તેમનેજ હાથે થવી જોઇએ, એવો હક રજુ કરે છે. આવા હકો તપાસવા માટે ઉપર જણાવ્યું તેવી કચેરી સ્થપાય છે અને તેને તે સંબંધી નિર્ણય કરાવવાની સત્તા અપાય છે.



## હકનો નિર્ણય કરવાની રૂઢિ.

આ કચેરી ઘણી પ્રાચીન છે, કદાચ લોર્ડ હાઇ સ્ટુઅર્ડના અધિકાર જેટલીજ તે જુની હશે. પૂર્વે ઇગ્લાંડના રાજાઓ પણ આવી કચેરીદ્વારા એવા હકનો નિર્ણય કરતા હતા, એમ તવારીખ ઉપરથી જણાય છે. તે પછીના સમયમાં રાજ્યાભિષેકના સમય પહેલાં ખાસ કમીશનો ભરવાનો રવૈયો હતો. સાતમા હેન્રીના સમયમાં સ્ટાર ચેમ્બર ઓફીસમાં એવું એક કમીશન બેઠું હતું, એમ તવારીખ બતાવે છે. કેટલાક સૈકાઓ સુધી તો માત્ર રાજ્યાભિષેકના ભવ્ય પ્રસંગમાં હાજર રહેવાના અને

માત્ર બહારની કેટલીક, નામની ક્રિયાઓમાં ભાગ લેવાના હક માટે દાવો રજુ કરવામાં આવતો હતો, અને તેનો નિર્ણય હક કરતાં તે સમયના તે પુરૂષના રાજ્યસેવા અને ભવિષ્યની રાજ્યનિષ્ઠાના તોલ ઉપરજ થતો હતો. તે સમયે એક રાજા પછી બીજા કોણ રાજા થતો હતો. તે સમયે એક રાજા પછી બીજા કોણ રાજા થશે. તે અનિશ્ચિત હતું, તેથી નવા રાજાને જે રાજ્યાગાદીએ આણવામાં મદદગાર થતા તેઓ રાજ્યાભિષેક ક્રિયામાં અગ્રભાગ લેવાને વિશેષ લાયક અને હકદાર ગણાતા, એ સ્વાભાવિકજ છે. તે ઉપરાંત જેઓ રાજા સાથે લગ્ન, પ્રીતિ, મૈત્રી, સેવા, કે એવો કોઇ સંબંધ ધરાવનારા પણ આ ક્રિયામાં ભાગ લેવાનો પોતાનો હક રજુ કરે અને પોતાના દ્વેષીઓના હકને ઉતારી પાડીને, તેને બદલે પોતાનો હક આગળ કરે, એ પણ બનવાજોગ છે. આવાં આવાં અનેક કારણોથી પર પગથી ઉતરી આવતા હકો બદલાય અને તેને અંગે વાંધા ઉઠતાં તેનો નિર્ણય કરવામા આવી એક કચેરી સ્થાપવાની વિશેષ અગત્ય રહે છે.



## જુના જાણવાજોગ હકના દાવા.

ઉપર જણાવ્યું તેમ રાજ્યારોહણ પહેલાં આ કચેરીની સ્થાપના પરાપૂર્વથી ચાલતી આવેલી છે તેમાં નિવેડા આણવામા આવેલા દાવાઓ અત્રે

આપતાં ઘણું લંબાણુ થઈ જવાનો ભય રહે છે, તેથી માત્ર બે ત્રણ મુખ્ય દાવાની નોંધ અત્રે લેવી એ ઠીક છે સને ૧૮૨૧ મા જ્યોર્જ ૪ થાની રાણી કેરોલીનાએ રાજા સાથે પોતાનો રાજ્યાભિષેક કરવાનો હક છે એવો દાવો રજુ કર્યો હતો. રાજાની કેટલાંક કારણસર તેના ઉપર ઇતરાજી થઈ હતી. તેથી આ દાવો ઉભો થયો હતો, અને લોકના આગ્રહથી પરિણામે રાણી તેમાં સિફળ નીવડી હતી. આથી જુદાજ પ્રકારનો પણ નોંધવા લાયક બીજો દાવો, ગ્રે કોટની હોસ્પીટલની વડી મીસ્ટ્રેસ અને તેની વિદ્યાર્થી છોકરીઓએ રાજ્યારોહણ પ્રસંગે એ બેમાં હાજર રહેવાની માગણી કરી હતી, તેથી ઉભો થયો હતો.



## રાજાના હક સામે વાંધો ઉઠાવનારને ચેલેન્જ.

આ શિવાય એક બીજો દાવો ખાસ ધ્યાન ખેંચે એવો છે. ઇંગ્લાંડના એક પહેલવાન એક્કા (ચેમ્પીચન) બનવાનો, રાજાના એક ઘોડા ઉપર સ્વાર થઈ કવચ બખ્તરથી સુરક્ષિત થઇ વેસ્ટમીન્સ્ટર હોલમાં આવવાનો અને રાજાના રાજ્યગાદીના હક સામે વાધો ઉઠાવનારને દ્વંદ્વ યુદ્ધ કરવાને તેની સાથે હરિફાઇમા ઉતરવાનું આહ્વાન કરવાનો હક ધરાવવા માટે જુના સમયમાં વારંવાર આ કચેરી સમક્ષ દાવા રજુ થતા. એ પહેલવાનને શિરે શી શી ફરજો હતી, તે નીચેની હકીકતથી જણાશે. હાલમાં પ્રકટ થયલી

એક ચોપડીમા તેની ફરજો વિશે નીચે પ્રમાણે જણાવેલું છે.

"રાજ્યાભિષેકને અંગે જાહેર ઉજાણી (બેન્કવેટ) શરૂ થતા પહેલાં વેસ્ટ મીન્સ્ટર હોલમાં પુરતી રીતે કવચ ટોપ આદિથી સુરક્ષિત થઇને, ઘોડેસ્વાર બની વેસ્ટ મીન્સ્ટર હોલમાં આવવું, એ એક સમયે તેની ફરજ ગણાતી હતી, જો કે જ્યોર્જ ચોથાના સમય પછીથી રાજ્યાભિષેક પ્રસંગે એ રીતે સજ્જ થઇને આવવાની ફરજથી પહેલવાનને મુક્ત કરવામાં આવ્યો છે. તે રાજાના રાજ્યગાદીના હકની સામે જે કોઈ વાંધો ઉઠાવવા નીકળે તેને ઘોડે ચઢીને તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાનું ત્રણ વખત આહ્વાન કરતો, અને જો તેવો કોઇ નીકળી આવે તો તેની સાથે તે યુદ્ધ પણ કરતો. જેવો રાજ્યભાટ એવું આહ્વન કરવાનું જાહેર ફરમાન કાઢતો, કે તરતજ એ પહેલવાન પોતાના હાથનું મોજું જમીન ઉપર પછાડતો અને રાજાના રાજ્ય હક સામે વાંધો ઉઠાવનારને તે ઉપાડી લેવાનું અને લઢવાનુ કહેતો.

આમ ત્રણ વખત એવા વિરોધીને આહ્વાન કરવામાં આવતા કોઇપણ પ્રસંગે કોઇપણ મનુષ્ય તે મોજું ઉપાડવાની હિમ્મત કરતો નહીં, અને ત્રણ વખતનું આહ્વાન ખાલી જતું, ત્યારે રાજાનું દીર્ઘ જીવન ઇચ્છવામાં આવતું અને તેના નામનો દારૂને

પ્યાલો પીવાતો અને એક પ્યાલો રાજા એ પહેલવાનને મોકલાવતો. તે પહેલવાન એ પ્યાલો પી જતો, રાજાનું દીર્ઘાયુષ્ય ઇચ્છતો અને તે પ્યાલાનો હકદાર માલેક થતો.

આવો પહેલવાન છેક છેલ્લો સને ૧૮૨૧ ના જુલાઇની તા૦ ૧૯ મીએ રાજા જ્યોર્જ ચોથાના રાજ્યાભિષેક સમયે હાજર થયો હતો. ત્યાર પછી આ ભવ્ય ફરજ યા ખાસ હકના અંગનું કર્તવ્ય બજાવવાનો દાવો પડતો મુકાયો છે! સને ૧૮૨૧ માં આવા પહેલવાનના આવ્હાનને લગતી ક્રિયા હેનરી ડીમકે પોતાના પિતા સ્ક્રીવેલ્સબીના રેકટરે રેવ. જોન ડીમકની વતી કરી હતી. રેવરંડ ડીમકને એમ લાગ્યું, કે પાદરીનાં કર્તવ્યો સાથે આવું આવ્હાન કરવાનું કાર્ય કદી પણ બંધબેસ્તું ગણાય નહીં, તેથી તેણે જાતે એ કાર્ય કર્યું નહીં, ત્યારે તેના પુત્રે તેની વતી તે કાર્ય કર્યું હતું. સ્ક્રીવેલ્સબીના ડીમકસો હજી પણ રાજાના પહેલવાન તરીકે ઓળખાય છે. પણ કેટલાક સમયથી વેસ્ટ મીન્સ્ટર હોલમા રાજ્યાભિષેકના અંગની ઉજાણી–બેન્કવેટ ઉજવવાનું કાર્ય પડતું મુકાયલું હોવાથી એ સંભવિત છે, કે ઈગ્લાંડના રાજા અને રાણીના રાજ્યાભિષેક પ્રસંગે આવું ભવ્ય કર્તવ્ય ઉપાડી ભપકાબંધ ઘોડેસ્વાર થઇને તેઓ હવે હાજર થતા નહીં હોય. ૧૩૭૭ ની સાલથી સ્ક્રીવેલ્સબીના મેનરનેજ

રાજાના પહેલવાનનું કર્તવ્ય ઉઠાવવાનો હક આપવામાં આવેલો છે. તેનું કારણ એવું બતાવવામાં આવે છે, કે બીજા રીચર્ડના રાજ્યાભિષેક પ્રસગે તેની રાણીના હકની રૂએ સ્કીવેલ્સબીના કબજો ધરાવવાનો તેને હક મળેલો હોવાથી, સર જોન ડીકને તે હક આપવામા આવ્યો હતો. અગાઉ મારમીયનોને રાજાના પહેલવાન તરીકેનું માન મળતું હતું, અને તેઓ સ્કીવેલ્સબી તથા ટામવર્થ કીલ્લાના ઉમરાવો હતા. સ્કીવેલ્સબીનો મહેલ હોર્નકેસલથી થોડેકજ દુર આવેલો છે અને તેની આસપાસ સુદર બગીચો શોભી રહેલો છે. હાલમાં રાજા જ્યોર્જનો પહેલવાન મી૰ ફ્રેન્ક સીમન ડીમક છે.

---

## રમુજ આપનારા હકો અને તેના બદલા.

આ ઉપરાત કેટલાક બીજા હક વિશેષ રસિક અને રમુજ આપે એવા છે. જો કે તેમાંના ઘણા ખરા હક નજીવા છે, તોપણ તે જાણવાથી ઘણા રાહરસમો જાણવાનું બની આવે છે. અને રાજાની નજીવી અને હલકી પણ સેવા ઉઠાવવામા લોકો કેટલું માન સમજે છે, તેનો ખ્યાલ તેથી આવે છે. આથી એમાના કેટલાક હકો નીચે આપેલા છે.

ઇસેકસમાંના લીસ્ટનના મેનરનો ઉમરાવ રાજ્યાભિષેક સમયના પ્રભુના ખાણામાં પાતળી રોટલી તૈયાર કરવાનો અને તેના બદલામા અમુક રકમ

મેળવવાનો હક ધરાવે છે. વળી લંડનના મેયરને રાજાને દારૂનો પ્યાલો ધરવાનો અને ફીના બદલામા તે પ્યાલો લઈ જવાનો હક ગળેલો છે. તેમ આ પ્રસંગે કેટલાક શહેરીઓ રાજાના બટલરનું કામ ઉઠાવવાનો અને હોલમાં જમવાનો હક ધરાવે છે. ઓક્ષ્ફર્ડનો મેયર અને શહેરીઓ આવા કાર્યમા મદદગાર ગણાય છે અને તેમને મેપલ જાતના લાકડાનાં ત્રણ પ્યાલા ફી પેટે ભેટ મળે છે. સરેના એડીંગટનના મેયરના ઉમરાવને રાજાના ઉપરી રસોઇઆએ તૈયાર કરેલી બટાટાની રકાબીઓ ખાણાના ટેબલ ઉપર મુકવાનો હક મળેલો છે. વેસ્ટમીન્સ્ટરનો ડીન અને મઠાધિપતિ રાજ્યાભિષેક ક્રિયામા રાજાને જોઈતી સુચના આપવાનો અને પવિત્ર પ્રભુ ભક્તિમા ધર્માધ્યક્ષને સહાયભૂત થવાનો હક ધરાવે છે

આ શિવાય બીજા કેટલાક નજીવા પણ હક છે; જેવા કે રાજાને બે ચકરાબાજ અર્પણ કરવાનો, રૂપાનાં રાધવાના વાસણો ઉપર સાર્જન્ટ તરીકે દેખરેખ રાખવાનો, રાજાના ટેબલ ઉપર ખાણુ મુકાવી સઘળી ચાંદીની રકાબીઓ પીરસવાનો, સોનાના મોટા પાવડા ઉપાડીને ચાલવાનો, રાજાના દારૂના ઓરડાનો ઉપરી બનવાનો, તથા ખાતાં વધેલા પદાર્થો ઉપાડી જવાનો, રાજાની તરવાર ઉપાડે ત્યારે તેમના જમણા હાથને ટેકો આપવાનો, વિગેરે

બીજા ઘણાએ હક છે.

વળી ફીન્કે પોર્ટના વોર્ડનોને કીરમજી સેટીનના ડ્રેસ સજીને રાજાને માથે રેશમી યા સોનાની છત્રી ધરવાનો હક ઘણા લાંબા સમયથી સ્વીકારાયલો છે. એવા વોર્ડનોની સંખ્યા ૩૨ છે. વળી આ હકોના સંબંધમાં એક જાણવાજોગ વાત નીચે પ્રમાણે બનેલી છે. બીજા ચાર્લ્સે પોતાની પ્રજાને સતાવવામાં અને કેથોલીક ધર્મની ખાતર પ્રોસ્ટેસ્ટન્ટ ધર્મી પોતાની પ્રજાના હક ઉપર તરાપ મારવામાં ઘણો ભાગ લીધેલો હતો. તેની આ સત્તા ઉપર અંકુશ મુકવામાં લંડનના શહેરીઓ અને મેયરે ભાગ લીધેલો હોવાથી બીજા જેમ્સના રાજ્યાભિષેકની ક્રિયામાં ભાગ લેવાના તેમના હક નાકબુલ રાખવામાં આવ્યા, જો કે તેમને એ કવેટમાં હાજર રહેવાની પરવાનગી આપેલી હતી.

સામાન્ય રીતે રાજ્યાભિષેકની ક્રિયામાં ભાગ લેવાના રજુ થતા, વાંધામાં પડેલા હકોની તપાસણી કરવા માટે એક કમીટી નીમાય છે અને તે કમીટી તેનો નિર્ણય ચુકવે છે. હિંદુ રાજાના રાજ્યાભિષેક સમયે પણ આવા પ્રકારના હક ધરાવવાના દાવા રજુ થતા હતા, તેથી ઉપર જણાવેલા કેટલાક હકનું દિગદર્શન કરતાં તેમને એટલું જણાયા વિના નહીં રહે, કે ઇંગ્રેજી રાજ્યારોહણના અંગની ક્રિયામાં ઘણા ભાગે પૌર્વાત્ય વિધિનુ મળતાપણું જોવામાં આવે છે.

## દિવસ નક્કી કરવાની રીતિ.

રાજ્યાભિષેકનો દિવસ ચોક્કસ કરીને રાજા પોતેજ તે સંબધી જાહેરનામું પ્રકટ કરાવે છે. સામાન્ય રીતે મર્ણ પામેલા રાજાનો શોક પાળવાનો સમય ( લગભગ વર્ષ ) પુરો થતાં તે માટેનો દિવસ ઠરાવવામાં આવે છે રાજાનું જાહેર ફરમાન નીકળ્યા પછી રાજ્યાભિષેકમાં ભાગ લેનારાઓના હક સંબધી ઉઠતા વાધાનો નિકાલ કરવા માટે ખાસ કચેરીનું બધારણ નક્કી થાય છે. જે દાવા કાયદેસર રીતે ચાલી શકે એમ હોય, તેજ તેના સમક્ષ રજુ થાય છે અને બાકીનાનો નિર્ણય રાજા પોતાની ખુશી પ્રમાણે ચુકવે છે બાકીની બધી વ્યવસ્થા અર્લ માર્શલ નામદાર રાજાની અનુમતિ લઇને નક્કી કરે છે.

રાજ્યાભિષેક એ રાજ્યના અંગનો વિધિ ગણાય છે. રાણી વિકટોરીઆના સમય પહેલાં પાર્લામેંટ ખુલ્લી મુકવાની ક્રિયા રાજ્યકુટુંબનાં છોકરાંને ખ્રીસ્તી ધર્મમા દાખલ કરવાની ક્રિયા ( બેપ્ટીઝમ ), લગ્નો અને પાયદસ્તો વિગેરેનો રાજ્યના અંગની ક્રિયામાં સમાવેશ થતો હતો. પરંતુ મર્હુમ રાણી વિકટોરિઆને પોતાનો આલ્બર્ટ વિકટર ( પ્રીન્સ કોન્સર્ટ ) ગુજરી ગયો તે પછી રાજ્યના અંગની ક્રિયામા ભાગ લેવાનું પસંદ પડતુ નહીં, અને બની શકે ત્યા સુધી તેમાંથી દુર રહેવાનો તે પ્રયત્ન કરતી. તે સમયથી રાજ્યાભિષેકની અને પાર્લામેંટ ખુલ્લી

મુકવાની ક્રિયા શિવાયની ઘણી ખરી ક્રિયાઓનો સમાવેશ રાજ્યના અંગની ક્રિયામાં કરવામાં આવતો નથી. રાજ્યની સર્વ ક્રિયાઓની વ્યવસ્થા કરવાનું કાર્ય અર્લ માર્શલને સોંપાય છે.

## પહેલાથી ચોથા જ્યોર્જ.

રાજા જ્યોર્જ ૧ લો જન્મ ૧૬૬૦, રાજ્યાભિષેક ૧૭૧૪, મરણ ૧૭૨૭, રાજા જ્યોર્જ ૨જો જન્મ ૧૬૮૩, રાજ્યાભિષેક ૧૭૨૭, મરણ ૧૭૬૦, રાજા જ્યોર્જ ૩ જો જન્મ ૧૭૩૮, રાજ્યાભિષેક ૧૭૬૧, મરણ ૧૮૨૦, રાજા જ્યોર્જ ૪ થો જન્મ ૧૭૬૨, રાજ્યાભિષેક ૧૮૨૧, મરણ ૧૮૩૦,

અગાઉ થઇ ગયેલા ત્રણ જ્યોર્જના રાજ્યાભિષેકના વિધિમાં ઘણો ફેરફાર બહાર આવ્યો નથી; પરંતુ ચોથા જ્યોર્જના સમયમાં અને તે પછી વધારે ઝળકતી રીતે રાજ્યાભિષેકના મહોત્સવો ઉજવાયા છે. ઈ. સ. ૧૮૨૧ માં રાજા જ્યોર્જ ચોથાનો રાજ્યાભિષેક થયો હતો તે વખતે ઠાઠમાઠ અપૂર્વ હતો. જ્યોર્જ પોતેજ પોતાના અભિષેકની ક્રિયાના ભભકાને માટે લગભગ ઘેલા જેવો બની ગયો હતો. તે હમેંશા પોતાના મિત્રો અને ખુશામતીઆઓની સલાહ લેતો અને પોતાના પોશાકોની તૈયારી કરતો તેના રાજ્યાભિષેકની ક્રિયા પાછળ અઢી લાખ પાઉંડનો ખર્ચ થયો હતો અને રાજાના

પોશાકની જ પાછળ ૨૫ હજાર પાઉંડ ખર્ચ્યા હતા. થોડા વખતના આ ભભકાથી જયોર્જ એટલો આનંદમા આવી ગયો હતો કે આ ભભકાથી પોતે કેવો દેખાશે અને પોતાને લોકો કેવો વખાણશે તેનો અગાઉથી ખ્યાલ બાધવા માટે તેણે પોતાના એક ખાસ હજુરિયાને પોતાનો બાદશાહી પોશાક પહેરાવી આખા મહેલમાં ફેરવ્યો હતો અને એ રીતે પોતે આનદ મેળવ્યો હતો. આ પોશાકમાં તેણે પોતાનો જે ફોટો લેવરાવ્યો હતો તેની નકલો યુરોપની સઘળી દરબારો અને સઘળાં બ્રિટિશ એલચી ખાતાઓ ઉપર મોકલી આપી હતી. પરન્તુ જયોર્જે પોતાની રાણી કેરોલીનને આ ક્રિયામાં જરા પણ ભાગ લેવા દીધો નહોતો. તેની સાથે જયોર્જને બનતુ નહોતું અને રાજ્યાભિષેક વખતે કેરોલીન જોકે ઇટાલીથી ઇગ્લાડ આવી પહોચી હતી, તોપણ તે તે ક્રિયામા ભાગ લેઇ શકી નહોતી પ્રથમ તો રાજાએ તેને પોતાની સ્ત્રી તરીકે જ ના કબુલ કરી હતી, પરન્તુ લોર્ડ હેનરી બ્રોહામની લડતથી તે ના કબુલત તેને પાછી ખેંચી લેવાની જરૂર પડી હતી તોપણ રાણી ક્રિયામાં ભાગ લેઇ શકી નહોતી. ક્રિયાને વખતે તે ૭ ઘોડાની ગાડીમા બેસીને વસ્ટમીન્સ્ટર દેવળમા ગઇ હતી પણ રાજાના હુકમથી કોઇએ તેને અદર પેસવા દીધી નહોતી. આ નિરાશાના મનોદુ:ખથી રાણી કેરોલીન તે પછી

ઓગણીસમે દિવસે મરણ પામી હતી. જ્યોર્જ ચોથાની પછી તેનો નાનો ભાઈ વિલિયમ ચોથો ગાદીપર આવ્યો હતો અને તે વખતે તેની ઉમર ૬૫ વર્ષની હતી. પોતાના ભાઇના રાજ્યાભિષેક વખતે રૂપિયાનો જે ધુમાડો થયો હતો, તેથી તે એટલો બધો કંટાળી ગયો હતો કે તેણે પોતાની ક્રિયા વખતે બહુ જ થોડો ખર્ચ કર્યો હતો જે ૩૦૦૦૦ પાઉંડ જેટલો હતો.



## મહારાણી વિકટોરિઆ.

મર્હુમ મહારાણી વિકટોરિઆની રાજ્યાભિષેક ક્રિયા તા. ૨૮ મી જુન સને ૧૮૩૮ ને ગુરૂવારને દિવસે થઈ હતી. તે વખતે સરઘસ કાઢવામા આવ્યું નહોતું. રાજ્યાભિષેક વખતે તેમની ઉમ્મર ૧૯ વર્ષની હતી. રાણીના કાકા વિલિયમ ચોથાની પુત્રીઓ હતી પણ તેઓ પોતાના પિતાની પહેલાં મરણ પામી હોવાથી અને રાણીના પિતા ડયુક ઓફ કેંટ પોતાના ભાઇની પહેલાં મરણ પામ્યા હોવાથી રાણી વિકટોરિઆ રાજગાદીના વારસ ઠર્યા હતાં. તેમના રાજ્યાભિષેકની ક્રિયામા બીજા રાજાઓની ક્રિયા કરતાં કાંઇ પણ વિશેષ નહોતું. ધર્માધ્યક્ષે અભિષેકને લગતા મંત્રો ઉચ્ચાર્યા પછી રાણીની નજીક જઇ મોટે સાદે પૂછ્યું કે " તમો નામદાર બાનુ સોગંદ લેવાને રાજી છો કે ? " રા-

ણીએ હા પાડયાથી તેણે તેમને ફરીથી પૂછયું કે "પાર્લામેંટે બાંધેલા કાયદા કાનુન ઇગ્લાંડ અને તેના તાબાના સર્વ મુલકો ઉપર રાજય કાર્યભાર ચલાવવાની ગંભીર કબુલત તમે આપો છો કે?" રાણીએ તેનો ઉત્તર પણ હકારમા આપ્યાથી છેવટે ધર્માધ્યક્ષે ત્રીજીવાર પૂછેલા સવાલના જવાબમાં રાણીએ જણાવ્યું હતું કે મારા સઘળા ચુકાદાઓમાં હું ધારા, ઇન્સાફ અને દયાના કાનુન મુજબ અમલ કરીશ." વળી તેમણે એમ પણ કબુલ કર્યું હતું કે ઇગ્લાડના પ્રોટેસ્ટંટ અને સુધારેલા ધર્મ મતને હુ બનતે પ્રયત્ને ટેકાવી રાખીશ અને ધર્મ-ગુરૂઓને ધારાથી જે છુટ તથા હક મળ્યાં છે તથા જે દેવળો તેમના તાબામાં છે તે સર્વનો ભોગવટો હું તેમને કરવા દઇસ. 'બાયબલ' ઉપર હાથ મેલીને તેમણે એવા સોગંદ લીધા હતા કે "જે જે કામો કરવા બાબત મેં કબુલતો આપી છે તે મુજબ હું ચાલીશ અને અમલ કરીશ અને તે બજાવવામા ખુદા મને મદદગાર થજો!" આમ કહી રાણીએ બાઇબલને ચુંબન કર્યું હતું અને સોગંદ-નામા ઉપર સહી કરી હતી ત્યારબાદ પવિત્ર તેલ ચોળવામા આવ્યું, પ્રાર્થના થઇ, રાણીને બાદશાહી તલવાર આપવામા આવી. પુન: પ્રાર્થના થઇ, તલ-વાર પવિત્ર સ્થાનને ભેટ અપાઇ, તેને પૈસા આપીને પાછી મેળવવામાં આવી, રાણીને શહેનશાહી ઝભ્ભો

પહેરાવવામાં આવ્યો તથા તેમના હસ્તમાં બીજાં રાજચિહ્નોની સાથે સોનેરી ગોળો આપવામાં આવ્યો, આશીર્વાદ દેવામાં આવ્યો, નવી મુદ્રિકા પહેરાવવામા આવી, રાજદંડ આપવામા આવ્યો, તેની સાથે વળી એક સોનાનું કબુતર પણ તેમના હાથમાં મૂકવામાં આવ્યુ અને કેટલીક શીખામણના શબ્દો ઉચ્ચરાયા પછી તેમને માથે મુકુટ પહેરાવવામાં આવ્યો. મસ્તિકપર મુકુટ મૂકતાંની સાથે જ લંડનના ટાવરપરથી તોપોની સલામતી અપાઇ અને બ્રિટિશ સામ્રાજ્યમાં જાહેર કરવામાં આવ્યું કે તેમના નવા શહેનશાહને માથે તાજ મુકવામાં આવ્યું છે. બાદ પુનઃ પુનઃ પ્રાર્થના થઇ અને રાણીને ધર્મગુરૂઓએ બાયબલની ભેટ આપી તે ભેટ કબુલ રાખ્યા પછી રાણીને મળેલા રાજચિહ્નો માટે વડા ધર્માધ્યક્ષે આશીર્વાદ આપ્યો અને વાજીંત્રો સાથે પ્રાર્થના થઇ. ત્યારબાદ વડા ધર્માધ્યક્ષે બીજાઓની મદદથી બહુ માન અને ઇજત સાથે રાણીને ઉચકીને ઇંગ્લાંડના ઐતિહાસિક તખ્ત ઉપર બેસાડયાં અને તે વખતે પુનઃ ધર્મગુરૂઓએ તેમને રૂડી શિખામણો સંભળાવી. ત્યાર બાદ પ્રાચીન અને અર્વાચીન હિંદુસ્તાનમા અમીર ઉમરાવો જેવી રીતે રાજાને કુનિશ બજાવે છે તેવી રીતે વફાદારી અને ભક્તિ દેખાડવા માટે અમીર ઉમરાવોના નમનનો પ્રારંભ થયો. એજ વખતે રાણીના ખાનગી

ખજાનચીએ રૂપાના સીક્કાઓ ઉશડવા માંડ્યા જે યાદગીરીની ચીજ લેવાને સર્વત્ર તૂટાતૂટ પડી રહી હતી. છેવટે ખુશાલીના ગાયનની સાથે મહારાણીના રાજ્યાભિષેકની ક્રિયા પરિપૂર્ણ થઇ હતી. આ રાજ્યાભિષેકની ક્રિયા પાછળ ૭૦ હજાર પાઉડનો ખર્ચ થયો હતો જે તેના પ્રમાણમા કોઇ પણ રીતે વધુ નહોતો. મહારાણી વિક્ટોરિઆનો શાંતિમય અમલ ૬૩ વર્ષ સુધી ચાલ્યા બાદ તેમનું સને ૧૯૦૧ માં મરણ થયું હતું.



## શહેનશાહ એડવર્ડ સાતમો.

શહેનશાહ એડવર્ડના રાજ્યાભિષેક વખતે વેસ્ટમીન્સ્ટર એબીમા જવા માટે જે સરઘસ નીકળ્યું હતું તે લંડનના ટાવરમાથી નહિ નીકળતાં "બકીંગહામ પેલેસ" માથી નીકળ્યું હતું. તે વખતે વડા ધર્મગુરૂ તરીકે કેન્ટરબરીનો ધર્માધ્યક્ષ હાજર થયો હતો. પહેલાં તેણે સૌને એમ કહ્યું કે "આ વે હું શહેનશાહ એડવર્ડને તમારી સમક્ષ હાજર કરૂં છું જે આ દેશનો રાજા છે. તમે જેઓ આજે તેના તરફ તમારો ભક્તિભાવ બતાવવાને હાજર થયા છો તેઓ તેમ કરવાને રાજી છો કે?" આ પ્રશ્નના ઉત્તરમા "ખુદા એડવર્ડને સલામત રાખો" એવા ધ્વનિથી આખું દીવાનખાનું ગાજી રહ્યું હતું. ત્યારબાદ રાજા અને રાણી દેવળમાંની પવિત્ર જગ્યા

આગળ ગયાં હતાં જ્યાં ભજનો ગવાયા બાદ રાજાએ રાજ્યાભિષેકને લગતા સોગંદ લીધા હતા જેનું પૂર્વે વર્ણન કરવામાં આવ્યું છે. તે વખતે રાજાએ પોતાનાં લાલ કપડાં કાઢીને સિંહાસનપર બેઠક લીધી હતી, જે વખતે "નાઇટ ઓફ ધી ગાર્ટર"નો ખીતાબ ધરાવનાર ચાર લડવૈયાઓ તેમના માથા ઉપર એક ચાદર પકડીને ઉભા રહ્યા હતા. વેસ્ટમીન્સ્ટરનાડીને પોતાના હાથમા ગરૂડ પક્ષીના આકારનું એક સોનાનું વાસણ તથા પત્થરનો ચમચો પકડી તે પક્ષીની ચાંચમાંથી વાસણુમાંનું પવિત્ર તેલ ચમચામાં રેડી એડવર્ડના માથા, છાતી અને હાથ ઉપર મગળ્યું હતું. ત્યારબાદ પોશાક પહેરાવીને હથિયારો લટકાવવામાં આવ્યાં હતાં. આ ક્રિયામાં ચાર તલવારો રજુ કરવામાં આવી હતી જેમાંની બે ન્યાયની, એક રાજ્યની અને એક દયાની તલવારને નામે ઓળખાય છે. દયાની તલવારની અણી બુઠ્ઠી હોય છે, ઇશ્વરી ન્યાયની તલવારની અણી પહોળી હોય છે અને આ દુનિયાના ન્યાયની તલવાર લાણી અને તીક્ષ્ણ અણીવાળી હોય છે. આ તલવારો લટકાવ્યા પછી એડવર્ડના ખભા ઉપર શહેનશાહી ડગલો ગોઠવવામાં આવ્યો હતો અને હાથમા એક ગોળો આપવામાં આવ્યો હતો. જમણા હાથના ચોથા આગળામાં વીંટી પહેરવવામા આવી હતી અને ત્યાર

પછી તેમને રાજદંડ આપવામાં આવ્યો હતો. શહેનશાહી ડગલો જરી અને કસબથી ભરેલો હોય છે અને તેને ગરૂડપક્ષીની આકૃતિઓથી શણગારેલો હોય છે. જે વીંટી પહેરાવવામાં આવે છે તે રીચર્ડ બીજાએ વારસામાં આપી હતી પણ પાછળથી તે વીંટી કોઇને ઢીલી તો કોઇને સાંકડી પડવાથી દરેક રાજાને માટે નવી બનાવવામાં આવતી. મહારાણી વિકટોરિઆને માટે બનાવેલી વીંટી આંગળીનું માપ લેઇને નહિ બનાવવામાં આવેલી હોવાથી તે પાછી કાઢતી વખતે બહુ વેદના ખમવી પડી હતી. શહેનશાહ એડવર્ડને માથે તાજ મુકવાની ક્રિયા પણ કેન્ટરબરીના ધર્માધ્યક્ષેજ કરી હતી. આ તાજ મુકાતાંને વાર "રાજા ચિરંજીવી રહો" નો ધ્વનિ ઉઠયો હતો અને તાજ પહેરવાના અધિકારવાળા ઉમરાવોએ પોતપોતાના માથાપર તાજ પહેરી લીધા હતા જે વખતે વાજીંત્રના ઘોષ અને તોપના ધડાકાની સલામી ચાલુ થઇ હતી.



## શહેનશાહબાનુનો અભિષેક.

શહેનશાહને માથે તાજ મુકવાની ક્રિયા થઈ રહ્યા બાદ શહેનશાહબાનુ અલેકઝાંડ્રાને માથે તાજ પહેરાવવાનું કામ યોર્કના ધર્માધ્યક્ષે કર્યું હતું અને તે કાર્ય સમાપ્ત થતા રાજા-રાણીએ પ્રભુનો પ્રસાદ લેતી વખતે મસ્તિકપરથી તાજ ઉતારવું કે નહિ

એ સવાલ જ્યોર્જ ત્રીજાના વખતમાં જરા ગુંચવણીભર્યો થઇ પડયો હતો. તુરત વેળા માથે મુકેલું તાજ ઉતારી શકાય કે નહિ તેનો ખુલાસો કોઇ પણ ધર્માધ્યક્ષ કરી શકયો નહિ પરન્તુ જ્યોર્જે જણાવ્યું કે 'પ્રભુની આગળ દેશના રાજાઓ પણ પોતાનું તાજ ઉતારીને તાબેદારી બતાવવી જોઇએ" અને એમ કહેતાંની સાથે તેણે પોતાનું તાજ ઉતારી નાંખ્યું હતું. ત્યાર પછીથી પ્રસાદ લેતી વખતે તાજ ઉતારી નાખવાનો રીવાજ સાધારણ થઇ પડયો છે. આ સઘળી ક્રિયા થઇ રહ્યા બાદ રાજા રાણી સેંટ એડવર્ડના ખાસ દેવળમાં ગયા હતાં જ્યાં શહેનશાહી ડગલો ઉતારી નાંખીને પીળી મખમલનો પોશાક તેમણે ધારણ કર્યો હતો ત્યારબાદ શહેનશાહી જોડું હર્ષનાદ વચ્ચે મહેલ તરફ પાછું ફર્યું હતું.

---

## પાંચમા જ્યોર્જનો રાજ્યાભિષેક

સને ૧૯૧૧ ના જુન માસની તા ૨૨ મી જગતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ સુવર્ણના અક્ષરે કોતરેલી થશે. એ દિવસે આપણા કૃપાળુ મહારાજાધિરાજ બ્રિટિશ મહારાજ્યના નાથ અને હિંદુસ્તાનના શહેનશાહ બહાદુર પાંચમા જ્યોર્જનો રાજ્યાભિષેક પુરણભકા સાથે લંડન શહેરમાં થયો હતો.

આ મહોત્સવ માટે લાંબી મુદતથી લંડન શહે

રમાં તૈયારીયો ચાલુ રહી હતી અને લોકો હર્ષ ઘેલા બની ગયા હતા. પ્રદેશના ઘણા રાજકર્તાઓ તથા પ્રતિનિધિઓએ એમાં ભાગ લીધો હતો એટલું જ નહિં પણ હિંદના ઘણા નામાંકિત રાજાઓએ જાતે લંડન પધારી નામદાર શહેનશાહ પ્રત્યે પોતાનો ભક્તિભાવ બતાવ્યો હતો.

આ મહોત્સવ પ્રસંગે રાજા તથા રાણીએ જુદા જુદા વખતે ઘણા પ્રકારની વિધિઓ કરી હતી તે સબંધી જાણવાજોગ હકીકત આ નીચે આપવામાં આવી છે.

## દેવળમાં ક્રિયા.

તા૦ ૨૨ મી જુન ૧૯૧૧ અને ગુરૂવારનો દિવસ બ્રિટીશ ઇતિહાસમા નોધાઇ રહેવા જોગ પસાર થયો છે. નામદાર શેહેનશાહ જ્યોર્જ પાંચમા અને શેહેનશાહબાનુ મેરીનો એ દિવસ સાંજે લંડનના પ્રખ્યાત વેસ્ટમિન્સ્ટર એબીવાળા દેવળમાં ભારે આનંદ સાથે રાજ્યાભિષેક, અમીર ઉમરાવો, શાહજાદાઓ અને પ્રજાજનોના મોટા મેળાવડા હજુર થયો છે. તાજ પેહેરાવવાની મહાન ક્રિયા કેન્ટરબરીના આર્ચબીશપે કરી હતી અને તેમાં તેને બીજા પ્રસિધ ધર્મગુરૂઓએ મદદ કરી હતી. પ્રાચીનકાળથી ચાલતી આવેલી રૂઢિ મુજબનીજ સઘળી ક્રિયાઓ કરવામા આવી હતી. પરદેશી રાજવંશીઓ એલચીઓ અને બીજાઓનો જે રસાલો

દેવળમાં ભેગો થયો હતો તેનું અગ્રપદ જર્મન પાટવીકુંવરે લીધું હતું. નામદાર શેહેનશાહ, શેહેનશાહબાનુ મેરી જોડે દેવળમા આવી પહોંચતા પ્રાર્થના માટે ગુંટણીયે પડ્યાં હતા. તે પછી તે નામદારને રાજ્યકર્તા તરીકે સ્વીકારવાની ક્રિયા કરતા મુખ્ય ધર્મગુરૂએ તે નામદારને પ્રજા સમક્ષ રજુ કીધા અને તેમ થતાંજ ભેગા થયલા લેકોએ રાજભક્તિના મોટા ઉભરા સાથે "ઇશ્વર રાજાને સલામત રાખો" એવો પોકાર ગજાવ્યો હતો. શાહજાદો પ્રિન્સ ઓફ વેલ્સ જ્યારે પોતાના પિતા હુઝુર સ્વામીત્વ સ્વીકારવાને હાજર થયો તે વેળાએ જેવો હ્રદય ભેદક દેખાવ થયો હતો તેવો દેખાવ આખી ક્રિયા દરમ્યાન કોઇ પણ વેળાએ થયો નહતો. નામદાર શહેનશાહે તેને હેતથી ભેટીને ચુંબન કીધું હતું. આખા દેવળમા ભારી આનંદ વ્યાપી રહ્યો હતો, અને તે પછી તમામ મેળાવડો સરઘસના આકારમાં બકીંગહામ પેલેસમા જવાને દેવળમાંથી નિકળ્યો હતો, જે સરઘસનો દેખાવ એટલો બધો મનોહર હતો કે તે કદી ભુલાય નહી એવો હતો.

---

## રાજવંશી પરોણાઓ અને પરદેશી એલચીઓને ખાણું.

રાજ્યાભિષેકની ક્રિયાસાં ભાગ લેવા પધારેલા રાજવશી પરોણાઓ અને પરદેશી એલચીઓના માનમાં નામદાર ડયુક અને ડચેસ ઓફ કોનાટે ગયા બુધવારની રાત્રે સેંટ જેમસીસવાળા મેહેલમાં એક ખાણુ આપ્યું હતું તે વેળા એકસો જણા ટેબલ ઉપર બીરાજ્યા હતા. હાજર રહેલાઓમા સર વિલ્ફ્રીડ લોરીયર, મી૦ ફીશર, સર જોસફ વાર્ડ, સર ઈ. પી. મોરીસ, ગોવાલિયર, બીકાનેર અને કુચ બીહારના મહારાજાઓ, સર પ્રતાપસિંગ, પ્રિન્સ થાચીન અને પ્રિન્સ મહમદઅલી હતા. પ્રિન્સ આર્થર ઓફ કોનાટ જેપાનીસ શાહજાદી પ્રિન્સેસ હીગાશી પુસીમી સાથે, સીયામવાળો પ્રિન્સ ચકાઓ ટેકવાળી શાહજાદી પ્રિન્સેસ એલેકઝાંડ્રા સાથે, પ્રિન્સ હીગાશી કુસીમી ગ્રાંડ ડચેસ ઑફ હેચી સાથે, ગ્રીસના પાટવી કુંવરનો પુત્ર મીસીસ બોથા સાથે, પ્રિન્શ હેનરી ઓફ નેધર્લાડ મીસીસ ફીશર સાથે, ગ્રાંડ ડયુક માઇકલ લેડી વોર્ડ સાથે, અને ગ્રેક્ષનીવાળો પ્રિન્સ જયોર્જ મીસીસ હેસ હેમંડ સાથે ખાણા ઉપર બીરાજ્યાં હતાં. નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ તથા પ્રિન્સ ઓફ વેલ્સે બકીંગહામ મહેલમા સાથે ખાણુ લીધું હતું.

## રાજ્યાભિષેકના દિવસનું પ્રભાત.

સેંટ જેમ્સીસ પાર્કમાંથી ૨૧ તોપોના અને ટાવર ઉપરથી ૪૧ તોપોના ધડાકાઓ કરીને રાજ્યાભિષેકનું પ્રભાત જાહેર કરવામાં આવ્યું હતું સવારે ૪–૩૦ કલાક સુધી તો રૂતુ ઘણું ખુશનુમા અને ખુલ્લી હતી. આકાશ જો કે વાદળથી ઘેરાયલું, છતાં વાદળાઓ બહુ છુટાં હોઇને હવા સુકી હતી આખા લંડન શહેરે, જો ખરૂં જોઇયે તો આખી રાતનું જાગૃણ કર્યું હતું હંમેશા જે મોહલ્લાઓ રાતની વેળાએ શાંત રહે છે તે મોહોલ્લાઓમાં ગીતો ગાતા લોકોના ટોળે ટોળા રસ્તેથી પસાર થતાં રહ્યાં હતા અને પોલીસની ટુકડીઓ તેમને બંદોબસ્ત સાથે પસાર કરતી રહી હતી પાર્કમાં ઉભી કરેલી લશ્કરી છાવણીઓ, લશ્કરી બરાખો, સેંટ માર્ટીન લે. ગ્રાંડ જ્યાં કામચલાઉ લશ્કરી છાવણી ઉભી કરવામાં આવી હતી. ત્યાંથી લશ્કરે, પ્રભાતમાં વેહેલેથીજ પોતાના ઠરાવેલા માર્ગે કુચ કરવા માંડી હતી, નૌકા તથા ખુશકી લશ્કરની દરેક શાખાના માણસો તેમાં જોવામાં આવતા હતા, અને ને શેહેનશાહતના ઘણાક ભાગોમાંથી આવેલા હતા સવારના પોહોરમાં તેમની દોડધામ જોવા લાયક થઇ પડી હતી તેમાં હિંદી લશ્કરની ટુકડી જેને હેપટન કોર્ટમાં રાખવામાં આવેલી હતી તે પણ સામેલજ હતી લોર્ડ કિચ-

નર અને તેના ૪૫ હજાર અમલદારો અને માણુસોવાળા, રાજ્યાભિષેક માટેના લશ્કરે, વધારાની પોલીસના હજારો માણુસો સાથે લોકોની મોટી ઠઠને કાબુમાં રાખવાની ગોઠવણ કરી હતી. રસ્તાનાં ભયવાળા મથકોએ ઘોડેસ્વારોની ખાસ ટુકડીઓ ગોઠવી દેવામા આવી હતી જ્યા ઘસારા અને લોકોના ટોળાંની ગીરદી વધુ થઈ જાય એવી વકી હતી ત્યા એવા ખાસ ઉપાયો લેઇ રાખવામાં આવ્યા હતા. એવા લત્તાઓમા મુખ્ય કરી, હાઇડપાર્ક કોરનર, અને ટ્રાફલગર સ્કુએર હતા. જેટલી બની શકે એટલી, ઇજા પામેલાને લઇ જનારી ગાડીઓને પણ બાહાર કહાડવામાં આવી હતી તમાસગીરોનાં ટોળાને જરૂર પડતાં પીવાને માટે પાણીની પણ ઘણેક ઠેકાણે સગવડ રાખવામાં આવી હતી.

પ્રભાતથી લોકોએ રસ્તા ઉપર ભેગા થવા માડયું હતુ અને જેઓ જલદી બાહાર પડ્યા હતા તેઓ પગથીઆ ઉપરની આગલી બેઠકો મેળવી શકયા હતા તેમા મોટો ભાગ સ્ત્રીઓનો હતો તેમાંની કેટલીકે તો બારણાના ઉંબરાને લગતી સીડીઓ ઉપર ખુશાલ ઉંઘ ખેંચી કહાડી હતી. કેટલાક સાહાસિકોએ વળી તેમને માટે ફળફળાદિ વગેરે પુરૂં પાડયું હતું. ૬–૩૦ કલાકે વેસ્ટમીન્સ્ટર એબીવાળા દેવળના દરવાજાઓ ઉઘાડી દેવામાં આવ્યા હતા, અને પછી તત્કાળ ગાડી ઘોડાઓની દોડધામ થઇ

રહી હતી. અરધા કલાક પછી સૂર્યનારાયણે દર્શન દેવા માંડ્યાં.

## શહેરનો શણગાર.

શહેરના શણગાર માટેની જે સઘળી ગોઠવણો કરવામા આવી હતી તે મુજબ તે સંપૂર્ણ પાર ઉતરી હતી. જ્યાં ત્યા આરકાઓ ઉભા કરી તેના ઉપર ફુલોના શણગાર કરી, જાણે આખાં શહેરને ફુલોનાં પરસ્તાનમાં ફેરવી નાખવામા આવ્યું હતુ. જ્યાં ત્યાં તરેહવાર રંગબેરંગીન ધ્વજપતાકાઓ ફરફરી રહી હતી, જ્યારે પોહોળા માર્ગો ઉપર ઉમદા ડીઝાઈનોના ઝુંડાઓને એક બીજા સાથે જોડી દઈને રંગીન ચિતાર સાથની તરેહવાર આકૃતિઓ આપી દેવામા આવી હતી. સેંટપોલના દેવળની આજુબાજુ પ્રિન્સ ઓફ વેલ્સનાં પીછા સાથના તાજવાળી વાવટા કાઠીઓ દાટી દેવામા આવી હતી ઇન્ગ્લંડ, આયર્લાંડ, સ્કોટલંડ અને વેલ્સના ધાર્મિક ઝુંડાઓ અને શહેરના ઝુંડાઓ પણ વચ્ચો વચ્ચ લટકી રહેલા હતા. આખો ડીઝાઇન જો કે સાદો પણ આંખને ટરક આપે તેવો ચમત્કારિક થઈ પડ્યો હતો. એને બંધબેસતા શણગારો બીજી ઇમારતો ઉપર પણ કરવામાં આવ્યા હતા મેનશન હાઉસની બહાર ૩૦ ફીટ ઉંચાઇના કેટલાક કોરીન્થીયન સ્થભો ઉભા કરી દેવામા આવ્યા હતા લંડન બ્રીજ ઉપર કરેલો લીલો છમ સરખો શણગાર બનત રૂ

તુના બાહારનો આભાસ આપતો હતો. ગમે તેટલી સાવચેતી રાખવામા આવ્યા છતા ત્રાફલગર સ્કુએર આગળ લોકોની ગીરદી બેસુતમ વધી ગઇ હતી. આતુર થઇ રહેલા પ્રેક્ષકોના ટોળાએ પેહરા તોડીને પણ બાહાર આવવા માડયું, પણ પોલીસની સંખ્યામાં વધારો કરી દઇને તત્કાળ લોકોને પાછાં કાબુમાં અને ઠરાવેલી હદમાં લઈ લેવામાં આવ્યાં હતાં. આઠ વાગ્યાને સુમારે વરસાદનું એક નાનું સરખું ઝાપટું પડયુ પણ તે વેળા આકાશ તો તદન ખુલ્લું અને સ્વચ્છ ચકચકિત જણાતું હતું.



## વેસ્ટમીન્સ્ટર એબીવાળા દેવળનો દેખાવ.

ચેલ્સીથી નદીને માર્ગે પાર્લામેંટ સભાનાં મકાનમાં જતા પોતપોતાના તરેહવાર ઝભાઓમા સજજ થયલા અમીર ઉમરાવો અને તેમની બાનુઓનો દેખાવ બહુ આશ્ચર્ય ચકીત થઇ પડયો હતો ત્યાંથી પસાર થઇને આમની સભાની અગાસી ઉપર સઘળાંઓ ઉતર્યા હતા અને મેહેલના ચોગાનમાં થઈને તેઓ દેવળમાં ગયાં હતાં. ઘણાક લોકો મોટરોમાં, બ્રુમ ગાડીઓ અને ટેક્સી કેબોમાં આવ્યા હતા. દરવાજા ઉપર દંડ સાથે ખાસ ઉભા રહેલા દરબારીઓ તેમની ઠરાવેલી જગાએ લઇ જઈ બેસાડતા હતા. દેવળના ચોકમાં જમાવ થયેલી ગાડીઓને પણ રસ્તો મોકળો રાખીને હારબધ ઉભી રાખવાનું

કામ પોલીસને માટે વિકટ થઇ પડયું હતું વાઇ-ટહૉલ આગળ પણ લોકોની ગીરદીનું દબાણ બહુ વધી ગયું હતું એ સમયે વાયુ ઠંડો અને આનંદ આપનારો ફુંકાતો હતો છતાં ગણીક સ્રીઓ ગીરદીમાં અકળાઈ બેભાન થઈ હતી તેમને ગોઠવણ મુજબ નર્સોએ સારવાર કરીને હુશિયાર કરી હતી લગભગ સાત હજાર માણસોનું મોટું જુથ દેવળમાં ભરાયા પછી દેવળના દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. હાજર થયલાઓમાં ન્યાયાધીશો, ધર્મગુરૂઓ, પ્ર-સિદ્ધ અમીરો, આર્ટ, સાયન્સ, સાહિત્ય અને નાટય કળામાં પ્રસિદ્ધ થયલા પ્રતિનિધિઓ, આમની સભાના દરબારી પોશાકોમાં સજ થયલા સભ્યો, અને પોતાની રીજમીટોના યુનિફોર્મમા સજ થયલા લશ્કરી અમલદારો વગેરે હતા સઘળી ઉમરાવજા-દીઓ જેઓ દેવળના ઉતર ભાગમા નાના મુકટ લઇને બેઠી હતી એઓએ પોતાનાં મુકટ ખોળામા રાખ્યાં હતાં. અમીર ઉમરાવો જેઓ દેવળના દક્ષિણ ભાગમાં હતા તેઓએ પોતાના મુકટ ટોપીઓની માફક પોતપોતાની ખુરશીઓ ઉપર મુકયા હતા. નામદાર શહેનશાહનું તાજ વેદીની સામે ગોઠવવા-માં આવ્યું હતું તેના ઉપર મોટું સોનાનું તાજ મુકવામા આવ્યું હતું આજુબાજુએ મીનબતીઓ અને સુગંધી પદાર્થો મુકવામાં આવ્યા હતાં વેદી-ની જમણી બાજુએ એક લાંબુ ટેબલ મુકવામાં

આવ્યું હતું જેના ઉપર, ધર્મક્રિયાઓને માટે સોનાની એક પ્લેટ મુકવામાં આવી હતી. બે દરબારી ખુરશીઓ, લાલ ચામડામાં મઢેલી માંચડા ઉપર મુકવામા આવી હતી. માચડા ઉપર બ્લુ રંગનો ગાલીચો બીછાવી દેવામા આવ્યો હતો. સઘળાઓ પોતપોતાની બેઠકો ઉપર ગોઠવાયા પછી દેવળમાંના વાજીત્રે પ્રાર્થનાના રાગો વગાડવા શરૂ કર્યા. ૮-૩૦ કલાકે નામદાર શેહેનશાહ અને શેહેનશાહ બાનુની પધારવાની વેળા નજદીક આવી લાગી.



## બકીંગહામ પેલેસમાં ગોઠવાયલું સરઘસ.

એ દરમ્યાન બકીંગહામ પેલેસમાં ભેગો થયેલો મેળાવડો સરઘસના આકારમાં માંડયો. પેહેલાં સરઘસમા બાદશાહી શાહજાદાઓ અને એલચીઓ હતા. વરસાદને લીધે તેઓએ પોતાની ગાડીઓનાં બારણા બધ રાખ્યાં હતાં, અને તે કારણે પ્રેક્ષકોને તેઓના દર્શન કરવામાં મુશ્કેલી પડી હતી. છતાં તેઓએ જર્મન યુવરાજ, ફ્રાન્સવાળા એડમીરલ જોન્કવાયર યુનાઇટેટ સ્ટેટસવાળા મી૦ હેસ હેમંડ અને જેપાનીસ, આસ્ટ્રીયન અને ઇટાલિયન એલચીઓને આવકાર આપી વધાવી લીધા હતા. તે સવળાઓ પોતપોતાના યુનિફાર્મમાં હોવાથી દેખાવ બહુ દબદબાભર્યો લાગતો હતો. કેટલાક શાહજાદાઓએ ગારટરના ઝભા પહેરી યુનિફાર્મ ઉપર બા-

ચનાં ચિન્હો લટકાવ્યાં હતાં. બીજા સરઘસમાં પાંચ ગાડીઓ હતી જેમાં બાદશાહી કુટુંબનાં સઘળાં માણસો હતાં. પ્રેક્ષકોએ તેમને આનંદ અને ભક્તિભાવના ઉભરાથી વધાવી લીધાં હતા. દેલ્લી એક ગાડીમા શાહજાદો પ્રિન્સ ઓફ વેલ્સ, શાહજાદી મેરી અને શાહજાદા આલબર્ટ અને જયોર્જ હતા. તેઓને પણ લોકોએ હર્ષથી વધાવ્યાં હતાં.

---

## નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુની પધરામણી.

તોપોના ધડકાવનારા ગગડાટે ખબર આપી કે, નામદાર શેહેનશાહના સરઘસનો અગ્ર ભાગ બર્કીંગહામ મેહેલમાંથી ઉપડી ચુકયો છે ત્યારે નગીણે વરસાદ બંધ પડી ગયો અને સૂર્યનારાયણ પ્રકાશમાન થયા, જેથી પેહેલી લાઈફ ગાર્ડ પલટણના સોનેરી કુમતાવાળા યુનિફાર્મ ઝળહળી રહ્યા. પેહેલી ગાડી જે લાઈફ ગાર્ડ પલટણના આગળ વધેલા લશ્કરીઓની પણ આગળ હતી તેમાં નામદાર શેહેનશાહનાં ઘર કુટબનાં માણસો હતા તેની પાછળ નામદાર શેહેનશાહના નૌકા, લશ્કરી, અને ખાસ એડી-કાંપોની ગાડી હતી તે પછી હર્ષના પોકારો વચ્ચે, નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુની દરબારી ગાડી હતી તેને ક્રીમ રંગના આઠ ઘોડાઓ જોડવામા આવેલા હતા પ્રજા વર્ગ તરફ

થી જે હર્ષનો ઉભરો પ્રદર્શિત કરવામાં આવતો તેનો તે નામદારો હસ્તે મુખડે જવાબ આપતાં હતાં. આખે રસ્તે હર્ષ ગર્જનાના પોકારો, બંદુકોના બાહારો અને ઘંટનાદો થતા રહ્યા હતા. આ બાદશાહી ગાડીની રચના એવી કરવામાં આવી હતી કે તે નામદારોનાં મુખદર્શન પ્રજાજનો સેહલાઇથી કરી શકે. તેમની ગાડીની પાછળ લોર્ડ કિચનર અને તે લોર્ડ રોબર્ટ્સ ઘોડેસ્વાર થઇ નિકળ્યા હતા અને બનેને પણ લોકોએ હર્ષથી વધાવી લીધા હતા. તેમની પાછળ સસ્થાનિક અને હિંદી રસાલો ચાલી નિકળ્યો હતો અને તેને પણ સારો આવકાર આપવામાં આવ્યો હતો, હિંદી ઘોડેસ્વાર લશ્કરે લોકોનું સારૂં ધ્યાન ખેંચ્યું હતું. તેમના કાળી દાહાડી સાથના ચેહરાએ અને વિચિત્ર પણ ઉમદા યુનિફોર્મે લોકોની સારી વાહવાહ મેળવી હતી. દેવળ આગળ આવી પોહોચતાં સૂર્ય પાછો વાદળાંમાં છુપાઇ ગયો પણ સારે નસીબે વરસાદની વૃષ્ટિ થઈ નહતી. તેમની પાછળ લાઇફ ગાર્ડની એક ટુકડી બાદ નામદાર શેહેનશાહનું સરઘસ ખલાસ થયુ હતું. પરદેશી એલચીઓ પોતપોતાના રસાલા સાથે દેવળમા દાખલ થયા જેમને અગ્રસ્થાને જર્મન યુવરાજ અને યુવરાણી હતાં તેમની પાછળ શાહજાદો પ્રિન્સ ઓફ વેલ્સ ગાર્ટરના ઝભામાં હતો, અને તેની જોડે તેના બીજા ભાઇઓ હાઇલેંડ

પોશાકમાં બીરાજ્યા હતા શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સે એક હાથમાં પીછાંની ટોપી પકડી હતી અને બીજામાં મુકટ પકડયો હતો અને તેને દેવળમાં ખાસ બેઠક ઉપર લઇ જઈ બેસાડવામાં આવ્યો હતો બાદશાહી કુટંબીઓનાં બીજા માણસો તેની આગળ થઇ પસાર થઇ ગયાં તે પછી શાહજાદી મેરી પધારી તેણીએ પણ હાથમા એક નાનકડો મુકટ રાખેલો હતો. બાદશાહી કુટંબના સઘળા માણસો એક પછી એક જેમ પસાર થતાં જતા તેમ તેમ તેઓ નામદાર શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સને નમન કરતાં જતાં હતાં.



## ઘણું જીવો નામદાર શેહેનશાહ—ઘણું જીવો નામદાર શેહેનશાહબાનુ.

નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુ દેવળમાં આવી પોહોચ્યા છે એવી ઝટ ભેગા થયેલા લોકોને ખબર પડી ગઇ તેવાજ સઘળા ઉભા થઇ ગયા પશ્ચિમ તરફનો દરવાજો જ્યાથી ક્રિયા કરનાર ધર્મગુરૂ બીજા ધર્મગુરૂઓ સાથે ધીમે ધીમે આવતો હતો ત્યાં સઘળાઓની દ્રષ્ટિ ફરી ગઇ તેજ સમયે દેવળનાં વાજંત્રના સરોદો નીકળવા શરૂ થયા ધર્મગુરૂઓની પાછળ નાઈટહુડનો એલ્કાબ ધરા-નારાઓ, તેમની પાછળ આયર્લાંડ, સ્કાટલંડ અને ઇગ્લંડ તથા યુનિયનનો વાવટો ઉપાડનારાઓ તેમ-

ની પાછળ મોટો ઓધ્ધો ધરાવનારા કેટલાક અમી-
રો, અને તેમની પાછળ નામદાર શેહેનશહબાનુનાં
રાજ્ય ચિન્હો,–હાથીદાતમાંથી કોતરેલો દંડ અને
તેના ઉપર કબુતર, ક્રોસ સાથનો રાજદંડ અને ના-
મદારનું તાજ–આવી લાગ્યાં. બે ધર્મગુરૂઓની બાહે
ધરી સાથે અને ઘરખટલાની બાનુઓ સાથે નામ
દાર શેહેનશાહબાનુ મોટે દરવાજે પેહેલવેહલી પ-
સાર થઈ, તેની પાછળ નામદાર શેહેનશાહનાં રા-
જયચિન્હો–સેંટ એડવર્ડનો રાજદંડ, ક્રોસના સુનેરી
મુંઠ સાથનો રાજદંડ, શેહેનશાહી તરવાર, વિગેરે
લાવવામાં આવ્યા. તેની જોડે બીજાં સઘળાં રાજ્ય
ચિન્હો પણ લાવીને ગોઠવી દેવામાં આવ્યાં. એ
સઘળાની પાછળ નામદાર શેહેનશાહ, શહેનશાહી
ઝભ્ભા, ગાર્ટરનો કોલર અને શેહેનશાહી ટોપી
સાથે દાખલ થયા તે નામદારની બંને બાજુએ
એકેક બીશપ અને ઝુંડા સાથે જેંટલમેંન–એટ–
આર્મસનો રસાલો ચાલતો હતો. સઘળાની પાછળ યો-
મન ઓફ ગાર્ડ અને મોટા લશ્કરી અમલદારો હતા.
આ સરઘસ જેમ જેમ પસાર થતુ ગયું તેમ તેમ
વેસ્ટમીન્સ્ટર સ્કુલના છોકરાઓ જેઓ ત્યાં એક
માચડા ઉપર બેઠેલા હતા તેઓએ ચાલતા આવેલા
રીવાજ પ્રમાણે, “ ઘણુ જીવો નામદાર શેહેનશાહ
અને શેહેનશાહબાનુ ” એવા પોકારો કરી તે
નામદારોને માન આપ્યું.

---

## તાજ પેહરાવવાની ક્રિયા

નામદાર શેહનશાહ તથા શેહેશાહુણાનુ પોતાના તખત આગળથી સેહજ નમતાં થઇ ગુટણમ ડિગે પડયાં અને ટુંક પ્રાર્થના કરી, જે પછી તેઓએ શેહેનશાહી ખુરશીઓ ઉપર પોતાની બેઠકો લીધી. તે પછી, નામદાર શેહેનશાહને રાજ્યકર્તા તરીકે સ્વીકારવાની ક્રિયા બહુ દબદબાભરી અને ગંભીર રીતે કરવામા આવી હતી. કેન્ટરબરીના આર્ચબીશપે શેહેનશાહ જ્યોર્જને, શેહેનશાહતના નિગરાય રાજકર્તા તરીકે રજુ કર્યા એટલે ભેગા થયલા મેળાવડાએ ઇશ્વર શેહેનશાહ જ્યોર્જને સલામત રાખો એવા પોકારો ગજાવી મુકયા, તે બાદ પોતા ણિક ધાર્મિક ક્રિયાઓ કરવામા આવી જે દરમ્યાન આર્ચબીશપ ઓફ યોર્કે ઉપદેશ કર્યો અને તે થઇ રહેતાજ નામદાર શેહેનશાહે પ્રતિજ્ઞા લીધી અને તે પછી તેમને પવિત્ર તેલ લગાડવાની વિધિ કરવામાં આવી. તે ખલાસ થતાજ આર્ચબીશપ ઓફ કેન્ટરબરીએ તાજ પેહરાવવાની ક્રિયા શરૂ કીધી અને તેમ કરતાં નામદાર શહેનશાહના માથા ઉપર તાજ પેહરાવ્યું. તાજ પેહરાવતાજ દેવળમાં "ઇશ્વર શહેનશાહને બચાવો" એવો પોકાર ગાજી રહ્યો, બીજી તરફથી નગારાના અને ટાવર ઉપરથી તોપોના ધડાકાઓ થયા અને દરેક ઠેકાણે દેવળના ઘંટાઓ વાગવા માંડયા. દેવળના ઘંટાઓના અવાજ

થતાંજ પાર્લામેંટ સ્કુએરમા સ્ટાંરો ઉપર જમાવ થયલાં લોકોએ ઉભા થઈને રાજગીત લલકારવા માંડયું અને તેનો અવાજ સાંભળતા મોહલાઓમાં કીડી માફક ઉભરાઇ જતાં લોકોએ પણ તે ગીત ઉપાડી લીધું.

## પ્રજા તરફનું માન.

નામદાર શેહેનશાહ તાજ પેહરવા બાદ તખ્તે બિરાજમાન થયા અને તે પછી પ્રજાજનોએ નમન કરવું શરૂં કર્યું. પેહલો આવ્યો આર્ચબીશપ ઓફ કેન્ટરબરી, જેણે દેવળ તરફથી નમન કર્યું. તે પછી શાહજાદો પ્રિન્સઓફવેલ્સ આવ્યો અને તેણે તખ્તને હાથ લગાડી શહેનશાહના ગાલ ઉપર ચુંબન કીધું નામદાર શહેનશાહે પોતાના પુત્રને પોતાની નજદીક ખેંચ્યો અને તેને પ્યારથી વળતું ચુંબન કર્યું. તે પછી રાજકુટુંબ અને ઉમરાવ કુટુંબનાં માણસોએ નમન કર્યું. એ ક્રિયા થઇ રહેવા પછી આર્ચબીશપ ઓફ કેન્ટરબરીએ શહેનશાહબાનુને તાજ પહેરાવવાની ક્રિયા કરવાની શરૂઆત કરી પહેલાં તો તે નામદારને પવિત્ર તેલ ચોળ્યું જે વેળા તે નામદાર સોનેરી કપડાંના એક છત્ર નિચે વેદીનાં પગથીઆ આગળ ગુંટણ મંડિયે પડી હતી. તે પછી તે નામદાર બે બીશપોની બાંહે ધરી હેઠળ તખત ઉપર પધારી અને પસાર થતાં નામદાર શહેનશાહને નમન કરતી ગઇ હતી.

## છેવટના દેખાવો.

છેવટે જ્યારે દેવળમાં સર હરબર્ટ પેરીનું ટી ડીયમવાળુ ગીત ગાવાનું ચાલુ થયું ત્યારે નામદાર શહેનશાહ તથા નામદાર શહેનશાહબાનુ દેવળના દીવાનખાનામાંથી ભક્તિગૃહમાં દાખલ થયાં અને ત્યાં નામદાર શહેનશાહનો બાદશાહી ઝભો કહડાવી નાખી તેમને જાંબુડા રંગની મખમલનો ઝભો પહેરાવ્યામા આવ્યો. હવે દેવળમાથી વિદાયગીરી લેવાને તે નામદારો દીવાનખાનામાં આવ્યા કે દેવળમાં પાછો હર્ષઘોષ થઇ રહ્યો. તે નામદારો આવતી વખતે જે રાજ્યચિન્હો લેતા આવ્યાં હતાં તે ધારણ કરીને ધીમે પગલે સરઘસના આકારમાં દેવળમાંથી બહાર પડયાં અને જેવા બહાર નીકળ્યા કે આનંદનો ધ્વનિ થઇ રહ્યો સઘળું સરઘસ વાઇટ હોલ, ટ્રાફલગરસ્કુએર, પોલમોલ, સેંટ જેમ્સીસ સ્ટ્રીટ, પીકાડીલી અને કાન્સ્ટીટયુશન હીલને માર્ગે બકીંગહામ પેલેસમા પાછું વળ્યું. છેક મેહેલમાં પોહોંચ્યાં ત્યા સુધી લોકોએ ચાલુ ને ચાલુ હર્ષના પોકારોથી તે નામદારોને વધાવી લીધા હતાં.

---

## પરચુરણ.

બકીંગહામ પેલેસમાથી નિકળેલું સરઘસ એક જોવા લાયક દેખાવ પુરો પાડતું હતું. તેમાં કોઇ પણ પ્રકારની ખલલ થવા પામી નહતી. આર્ચીબી

શપ આફ કેન્ટબરીએ સઘળી ક્રિયા બહુજ આરા-રકારક રીતે કરી હતી. આખી પ્રાર્થના તેણે મોહડે કરી રાખી હતી. નામદાર શેહેનશાહબાનુએ રાજ્યા-ભિષેકના ઝભા સાથે ગળામાં હીરાજડીત હાર પેહર્યો હતો, પણ બાલમાં કશુ ઘરેણુ પેહેરેલું ન હતું. નામદાર શેહેનશાહે જે બાદશાહી ટોપી પેહેરી હતી તે ટયુડર વંશના રાજાઓનો અચ્છો ખ્યાલ આપતી હતી નામદાર શેહેનશાહે પસાર થતાં શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ તથા નામદાર ડયુક ઓફ કોનાટને સલામતી આપી લે કરી હતી. જ્યારે નામદાર શહેશાહ નામદાર શહેનશાહબાનુ આગ-ળથી પસાર થઇ ગયાં ત્યારે આ રાજવંશી જોડાંએ એક બીજાને માનથી નમન કીધુ હતું. નામદાર શહેનશાહે ક્રિયા દરમ્યાન પોતાને પુછવામાં આવેલા પ્રશ્નોના જવાબો ખુલ્લા મોટા આવાજે આપ્યા હતા. ક્રિયા દરમ્યાન જે ભજનો ગાવામાં આવ્યા તે બેશક મન હરીલે તેવા હતાં. બને નામદારોનું આચરણ પુર દબદબાભર્યું હતું. સામાન્ય રીતે એવો અભિપ્રાય ઉચારવામાં આવે છે કે, તમામ ક્રિયા સંપૂર્ણ પણે પસાર થઇ હતી. નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ મેહેલમાં પોહોચ્યા તે પછી તેઓ પોતાને મળેલા માનનો વળતો ઉત્તર આપ-વાને અગાસી ઉપર આવ્યાં હતાં. તે વેળા તે નામદારોને હર્ષ ભરેલો આવકાર આપવામાં આવ્યો હતો.

## છેવટના દેખાવો.

છેવટે જયારે દેવળમાં સર હરબર્ટ પેરીનું ટી ડીયમવાળું ગીત ગાવાનું ચાલુ થયું ત્યારે નામદાર શહેનશાહ તથા નામદાર શહેનશાહબાનુ દેવળના દીવાનખાનામાંથી ભક્તિગૃહમાં દાખલ થયાં અને ત્યાં નામદાર શહેનશાહનો બાદશાહી ઝભો કહડાવી નાખી તેમને જાબુડા રંગની મખમલનો ઝભો પહેરાવ્યામા આવ્યો. હવે દેવળમાંથી વિદાયગીરી લેવાને તે નામદારો દીવાનખાનામાં આવ્યાં કે દેવળમાં પાછો હર્ષઘોષ થઇ રહ્યો. તે નામદારો આવતી વખતે જે રાજ્યચિન્હો લેતા આવ્યાં હતાં તે ધારણ કરીને ધીમે પગલે સરઘસના આકારમાં દેવળમાંથી બહાર પડયાં અને જેવાં બહાર નીકળ્યા કે આનંદનો ધ્વનિ થઇ રહ્યો. સઘળું સરઘસ વાઇટ હોલ, ટ્રાફલગરસ્કુએર, પોલમોલ, સેંટ જેમ્સીસ સ્ટ્રીટ, પીકાડીલી અને કાન્સ્ટીટયુશન હીલને માર્ગે બકીંગહામ પેલેસમાં પાછું વળ્યું. છેક મેહેલમાં પોહોંચ્યાં ત્યાં સુધી લોકોએ ચાલુ ને ચાલુ હર્ષના પોકારોથી તે નામદારોને વધાવી લીધા હતાં.

---

## પરચુરણ.

બકીંગહામ પેલેસમાંથી નિકળેલું સરઘસ ઘણું જોવા લાયક દેખાવ પુરો પાડતું હતું. તેમાં કોઇ પણ પ્રકારની ખલલ થવા પામી નહતી. આર્ચબી

શપ આફ કેન્ટબરીએ સઘળી ક્રિયા બહુજ અસરકારક રીતે કરી હતી. આખી પ્રાર્થના તેણે મોહડે કરી રાખી હતી. નામદાર શેહેનશાહબાનુએ રાજ્યાભિષેકના ઝભા સાથે ગળામાં હીરાજડીત હાર પેહર્યો હતો, પણ બાલમાં કશુ ઘરેણુ પેહેરેલું ન હતું. નામદાર શેહેનશાહે જે બાદશાહી ટોપી પેહેરી હતી તે ટયુડર વંશના રાજાઓનો અચ્છો ખ્યાલ આપતી હતી. નામદાર શેહેનશાહે પસાર થતાં શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ તથા નામદાર ડયુક ઓફ કોનાટને સલામતી આપ લે કરી હતી. જ્યારે નામદાર શહેશાહ નામદાર શહેનશાહબાનુ આગળથી પસાર થઇ ગયા ત્યારે આ રાજવંશી જોડાંએ એક બીજાને માનથી નમન કીધુ હતું. નામદાર શહેનશાહે ક્રિયા દરમ્યાન પોતાને પુછવામાં આવેલા પ્રશ્નોના જવાબો ખુલ્લા મોટા આવાજે આપ્યા હતા. ક્રિયા દરમ્યાન જે ભજનો ગાવામાં આવ્યાં તે બેશક મન હરીલે તેવા હતાં. બને નામદારોનું આચરણ પુર દબદબાભર્યું હતું. સામાન્ય રીતે એવો અભિપ્રાય ઉચારવામાં આવે છે કે, તમામ ક્રિયા સંપૂર્ણ પણે પસાર થઇ હતી. નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ મેહેલમાં પોહોચ્યા તે પછી તેઓ પોતાને મળેલા માનનો વળતો ઉત્તર આપવાને અગાસી ઉપર આવ્યાં હતાં. તે વેળા તે નામદારોને હર્ષ ભરેલો આવકાર આપવામાં આવ્યો હતો.

## શેહેરમાં રોશની—અકસ્માતો.

વરસાદ પડવાને લીધે, ગુરૂવારને દિવસે સ્પીટ-હેડ ખાતે ભેગા થયલા નૌકા કાફલા ઉપર રોશની કરવાનું માંડીવાળી તે બીજા દીવસ ઉપર રાખવામા આવ્યુ હતું પણ શહેરમાં રોશની કરવામા કશી અલલ થઇ નહુતી. એ રોશની સઘળી રીતે સં-પૂર્ણ થઇ હતી અને લોકોએ તેની ગમત આનંદ થી મેળવી હતી ગીરદી અતિ મોટી છતા લોકોમાં સુલેહ પથરાઇ રહી હતી અને કાંઇક નિર્જીવ અકસ્માતો થયા હતાં ૮૮ માણસો જુદી જુદી પ્રકારની ઇજા પામ્યા હતા તેઓની સારવાર હૉ-સ્પિટાલોમાં કરવામા આવી હતી તેમાના ઘણાખરા લાંબા ઉજાગરા અને લાંબી ભુખને લીધે બેભાન થઇ જવાના કેસો હતા. જો કાઇપણ ગભત ઇજા થઇ હોય તો તે બે સ્ત્રીઓને હતી જેઓના પગ ભાગી ગયા હતા. એક ટેનેટીઅન અમલદાર ઘોડા ઉપરથી પડી જવાથી તેની માથાની ખોપરી ભાગી ગઇ હતી જીલ્લાઓમા કેટલાક અકસ્માતો થયા હતા. એક બંદુકની ગોળીથી લાંબેથ રીજનામા એક માણસ માર્યો ગયો હતો. એક માણસ એક આરકું પડવાથી ચગદાઇ મુઓ હતો, એ- અક-સ્માત કોવેમ ખાતે અને એક કરનારવન ખાતે થયો હતો. સરઘસ દરમ્યાન ઘોડા ભડકવાથી આ બે અકસ્માત થયા હતા જે બને મરણ પામ્યા

હતા. એક અકસ્માત કેમ્બ્રીજ ખાતે થયો હતો. તેમાં તે બાપડો મોહલ્લાઓના શણગારને લગતા કામમાં રોકાયલો હતો જેમ કરતાં તે ઉચ્ચા )એથી પડીને મરણ પામ્યો હતો.

આ રોશની ખરેખર એવા મોટા પાયા ઉપર થઇ હતી કે તેવી આજ સુધી થઇ નથી અને તે ઇતિહાસમા નોંધાઇ રહેશે તેમા ઘણીક નવાઇઓ દાખલ કરવામાં આવી હતી, તેમજ વીજલીક રોશનીમા પણ નવી ચમત્કારિક કૃતિઓ દાખલ કરવામા આવી હતી. રાતને સમયે ઉંચી ટેકડીઓ ઉપર જ્યાં ત્યા છેક જોન–એગ્રોટથી તે લેંડસ એંડ સુધી આનંદ અગ્નિ પ્રગટાવવામાં આવ્યો હતો. નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ મેરીએ બકીંગહામ પેલેસમા ઉતરેલા પહરોણાઓ સાથે રાત્રે કશી પણ ધામધુમ વગર ખાણું લીધુ હતું.

---

## બકીંગહામ પેલેસ નજદીન દેખાવ.

લંડનમાં મળેલા તારો ઉપરથી જણાય છે કે આ રાજ્યાભિષેકનો આનંદ આખી દુનિયામાં પ્રસાર પામ્યો છે. નામદાર શહેનશાહે બગીંગહામ પેલેસમાં પાછા ફરતાં, ન્યુફાઉંડલાડ ડીપસી ફીશરમેન હોમ નામની એક ઇમારતનો પાયો નાખવાની ક્રિયા કરી હતી. તે નામદારે એક તાર સાથે સંબધ ધરાવતું બટન દાબ્યું હતું.

---

## પ્રજાના ઉભરાનો વળતો આભાર.

સાંજે જ્યારે હજારો લોકો બકીંગહામ પેલેસની નજદીક આનંદ પ્રદર્શિત કરવાને ભેગાં થયાં હતા ત્યારે શાહજાદો પ્રિન્સ ઓફ વેલ્સ પોતાના નૌકા યુનિફોર્મમાં મહેલના ઉપલા મજલાની બારીમાથી લોકોના હર્ષનાદનો હાથ નમાવી નમાવીને આભાર માનતો હતો. લોકો રૂલ બ્રિટાનિયા અને ખુદા શહેનશાહને બચાવોના ગાયનો લલકારતાં હતાં.

## લંડન શહેરનો લશ્કરી દમામ, સરઘસનો ક્રમ

---

આખે રસ્તે લશ્કરને બે હારમા ગોઠવી દેવામાં આવ્યું હતુ અને તેણે સ્વારી પસાર થતા બહુ દબદબાભર્યો દેખાવ દીધો હતો. લશ્કરને છેવટના હુકમો આપ્યા પહેલાં લોર્ડ કિચ્નરે પોતાનાં ૬૦ હજાર માણુઓની તપાસ લીધી હતી, અને તે પછીજ સંસ્થાનિક તથા હિંદી લશ્કર પણ પોત-પોતાની ઠરાવેલી જગાએ કુચ કરી ગયુ હતું. સર્વથી છેલ્લા ઘોડેસ્વાર પોલીસ બહાર પડી હતી, જેણે બાદશાહી સ્વારીની બાજુ આગેવાની લીધી હતી. અને ત પછી, લાઈફ ગાર્ડ, ડ્રેગુન ગાર્ડ, લાન્સર, આરટીલરી અને બીજુ જેકટો પોતાની બાન્હુકો સાથે નિકળ્યા હતા. તેની પછી પહેલી ગાડીમાં કેનેડાવાળો સર વીલફ્રીડ લોરિયર, આસ્ટ્રેલિયાવાળો

મી૰ અને મીસીસ ફીશર, અને ન્યુઝીલાંડવાળી લશ્કરી, ટુકડી હતી. બીજી ગાડીમાં દક્ષિણ આફ્રિકાનો પ્રતિનિધિ જેનરલ અને મીસીસ બોથા અને ન્યુઝીલાંડવાળા સર જોસેફ અને લેડી વાર્ડ હતા. ત્રીજી ગાડીમાં ન્યુફાંઉડલાંડવાળો સર.ઇ. પી. અને લેડી મોરીસ, અને કેનેડીઅન ટુકડી હતી. ચોથી ગાડીમા સાઇપ્રસવાળો સર ચાર્લ્સ કીંગ-હરમાન અને તેની પાછળ દક્ષિણ આફ્રિકાની લશ્કરી ટુકડી હતી. પાંચમી ગાડીમાં સર વાલ્ટર હંગરટન અને સર આલ્ફ્રેડ શર્મા અને પાછળ કેનેડીઅનો હતા. છઠી ગાડીમાં પીરાકનો સુલતાન અને તેની પાછળ રોડેશિયનો, અને સાતમીમાં કેડાનો સુલતાન અને પ્રોટેકટરેટનું લશ્કર હતું. તેની પાછળ હિંદી સરઘસ, ઘોડેસ્વાર હિંદી અમલદારો સાથે નિકળ્યું હતું અને તેની પાછળ છ ગાડીઓમાં મહારાજા અને રાજાઓ હતા. તેની પાછળ હુજારોનું બેંડ ચાલતું હતું. જેનરલ બોથાને લોકોએ હર્ષ ભરેલો આવકાર દીધો હતો. સર વી. લોરિયર અને સર જોસેફ વાર્ડને પણ સારો આવકાર આપવામાં આવ્યો હતો. દક્ષિણ આફ્રિકા, ન્યુઝીલાંડ અને કેનેડિયન લશ્કરને પણ હર્ષથી વધાવી લેવામા આવ્યાં હતા, અને હિંદી રાજવંશીઓ તો તમામ મેળાવડાનું ચિત્ત આકર્ષતા હતા.

તોપોના ધડાકા અને બંદૂકોના બાહારોના અ-

બાજો વચ્ચે, સૂર્યના ખુલ્લા તડકામા અને તે પછી વરસાદનાં નાનાં સરખા ઝાપટા વચ્ચે નામદાર શહેનશાહના સરઘસે જેવો મહેલ છોડયો કે ભેગા મળેલા લોકોએ હર્ષના પોકારોથી મેહેલનું ચોગાન ગજાવી મુકયું હતું સંસ્થાનિક અને હિંદી સરઘસ નો વિસ્તાર એક મૈલ સુધી પોહોચ્યો હતો. આખા સરઘસની રચના બહુજ ઉત્તમ પ્રકારે રચવામા આવી હતી. આગેવાની હોર્સ ગાર્ડ પાચ બેંડો સાથે લીધી હતી, તેમની પાછળ શહેનશાહના એડીકાગો, જેમા લોર્ડ રોબર્ટ અને સર જોન ફ્રેંચ હતા તેમને લોકોએ હર્ષના પોકારોથી વધાવી લીધા હતા. તેમની પાછળ દરબારી અમલદારોની ત્રણ ગાડીઓ, લોર્ડ મેયર ઘોડેસ્વાર, હિંદી એડીકાગો તથા સંસ્થાનિક અને હિંદી રસાલા હતા. તેઓએ શહેનશાહી સ્વારી માટે એ માર્ગ ખુલ્લો રાખ્યો હતો, શહેનશાહની ગાડીને આઠ ઘોડા જોડવામા આવ્યા હતા લોર્ડ રોબર્ટ જમણી બાજુએ હતો. ઘડીકમાં તડકો અને ઘડીકમાં વરસાદ છતા નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ ખુલ્લી લેંડો ગાડીમાં બીરાજ્યા હતાં. નામદાર શહેનશાહે ફીલ્ડ માર્શલનો યુનિફોર્મ પેહર્યો હતો અને તે આનંદી અને સતોષી જણાતો હતો શહેનશાહબાનુએ સફેદ પોશાક પેહર્યો હતો, અને શાહમૃગના પીછા સાથની ટોપી પેહરી હતી. ટેમ્પલબાર આગળ

આવતાં સેહજ વાસામો લેવામાં આવ્યો હતો. ત્યાંથી લંડન બ્રીજ પસાર કરી સરઘસ ટેમ્સ નદીની સરેની બાજુએથી હંકાર્યું. અને ત્યાંથી વલણ લઈ વેસ્ટમીન્સ્ટર બ્રીજ તરફ વળ્યું. ત્યાંથી આગળ એક જંગી આરકું ઉભુ કરવામાં આવ્યું હતું. ત્યાંથી પાર્લામેંટ સ્કુએર, વાઇટહાલ, પોલમોલ ઉપર થઇને બકીંગ હામ મેહેલમાં આવ્યું. આખે રસ્તે ,તે નામદારોને હર્ષ ભરેલો આવકાર મળતો રહ્યો હતો જેનો તે નામદારો હસ્તે મુખડે વળતો આભાર માનતા રહ્યાં હતાં.

---

## હિંદિ સરઘસની રચના.

આ બાદશાહી સ્વારીમાં હિંદી સરઘસની આગેવાની સ્કોટગ્રેના બેંડ લીધી હતી. તેની પાછળ સર એડમંડ બેરો અને બીજા કેટલાક અમલદારો ઘોડેસ્વાર થઇ નિકળ્યા હતા. તેમની પાછળ છ ગાડીઓ હતી. પહેલીમાં વડોદરાના ગાયકવાડ બીરાજ્યા હતા બીજીમા મહારાજા હોલકર અને આગાખાન હતા. ત્રીજીમાં ભોપાળનાં બેગમ પોતાના પુત્રો સાથે હતાં. ચોથીમાં પતિયાલાના મહારાજા અને શાહપુરના રાજા હતા. પાંચમીમાં રાજપીપલા અને પુદુકોટાના રાજા હતા. છઠ્ઠીમાં ગોંડલના ઠાકોર અને રાણી હતા. તેમની પાછળ સાતમી હુજારસનું બેંડ હતું. આ સઘળાઓને પણ લોકોએ સારો આવકાર આપ્યો હતો.

# શેહેનશાહી રાજ્યાભિષેક વખતે વાઈસરોયના તારનો સંદેશો.

તા. ૨૨ મીએ ના૦ શહેનશાહ ઉપર નીચે મુજબ તારનો સંદેશો ના૦ વાઈસરાયે કર્યો હતો—"આ ચિરસ્મરણીય અને માંગલિક પ્રસંગે મારી પોતાની તરફથી તથા હિંદ સરકાર તરફથી ઘણીજ નમ્રતા પૂર્વક હું આપ નામદાર તથા ના૦ શહેનશાહબાનુંને પૂર્ણ સ્વામિભક્તિ સાથે મુબારકબાદી આપવાની રજા લઉં છું." આના જવાબમાં તે નામદારે ઉત્તર વાળ્યો હતો કે—'અમારા રાજ્યાભિષેકને દિને હિંદ સરકાર તથા હિંદની પ્રજા તરફથી તમે તાર દ્વારા મોકલેલા સંદેશાથી હું તથા શહેનશાહબાનુ અતિ આનંદિત થયાં છીએ. તમે અમારી તરફથી તેમને અમારો આભાર જાહેર કરશો, અને તેમને ખાત્રી આપશો કે અમે તેમની રાજ્યનિષ્ઠ ભાવનાઓ પસંદ કરીએ છીએ."

રાજ્યાભિષેકના દિવસે આખા હિંદમાં જાહેર તહેવાર પાળવામાં આવ્યો હતો. અને નાના મોટા તમામ શહેરોમાં જુદા જુદા પ્રકારની ધામધુમ સાથે પ્રભુપ્રાર્થના કરવામાં આવી હતી. માંગલીક સમારંભ પ્રસંગે નિશાળોના વિદ્યાર્થીઓને ભેગા કરી કેળવણી ખાતા તરફથી તૈયાર થયેલા લેખ દરેક નિશાળમાં મુખ્ય મહેતાજીએ વાંચી સંભળાવ્યો હતો. એ

લેખમાં બ્રિટિસ રાજથી થતા લાભનું વર્ણન કરી શહેનશાહ પ્રત્યે રાજભક્તિ રાખવા સબંધી વિવેચન કરવામાં આવ્યું હતું. એટલુંજ નહિં પણ નામદાર શહેનશાહનું ટુંક જીવન વૃત વાંચી સંભળાવવામાં આવ્યું હતું.



## પ્રકરણ ૬ ઠું.

### દિલ્લી કોરોનેશન દરબાર.



પ્રતાપી શહેનશાહ પાંચમા જ્યોર્જનો કોરોનેશન મહોત્સવ દિલ્લી શહેરમાં મોટા ઠાઠમાઠથી ઉજવવાની વાતો લાંબી મુદતથી ચાલી રહી હતી અને તે મહોત્સવ તા. ૧૨ મી ડિસેમ્બર સને ૧૯૧૧ ના રોજ દિલ્લી શહેરમાં બાદશાહી દરબાર ભરી ઉજવવા તા. ૨૩–૩–૧૧ ના રોજ લંડનમાં બાદશાહી ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો. જે ઢંઢેરો આ નીચે આપવામાં આવે છે.–

ભલી યાદગીરી મૂકી જનાર મર્હુમ શહેનશાહ એડવર્ડ સાતમાનું મૃત્યુ તા. ૬ ઠી મે ૧૯૧૦ ના રોજ નીપજ્યું હતું અને અમે ગાદીએ બેઠા હતા અને ઇશ્વરની કૃપાથી નીચલો ખીતાબ ધારણ કર્યો હતો– જ્યોર્જ પાંચમા, ગ્રેટબ્રિટનના યુનાઈટેડ કીંગડમ અને આયર્લાંડના અને દરીયાની પેલી તરફના બ્રિટિશ તાબેના મુલકોના રાજા, ધર્મના રક્ષક, હિંદના શહેનશાહ. ૧૯૧૦ માં અમારા રાજ્યઆસનના પહેલા વર્ષમા તા. ૧૯ મી જુલાઈ અને તા ૭ મી નવેમ્બરે અમારા બાદશાહી હુકમ મારફત ઇશ્વરની

કૃપાથી અમે જાહેર કર્યું હતું કે અમારો રાજ્યાભિષેક તા. ૨૨ મી જુન ૧૯૧૧ ના રોજ કરવાની અમારી ધારણા હતી. અમારી મરજી અને ઇચ્છા મુજબ અમારા હિંદના રાજ્યમાંની અમોને ચાહનારી સઘળી રૈયતને આ રાજ્યાભિષેકની ક્રિયા વિષે વાકેફ કરી તે માટે અમારી હજુરમાં આવવા બધા ગવર્નરો, લે. ગવર્નરો અને બીજા અમલદારો, અમારા રક્ષણ હેઠળના દેશી રાજ્યોના રાજકર્તાઓ, સરદારો તથા અમીર ઉમરાવો તથા અમારા હિંદી શાહેનશાહના સઘળા ભાગના પ્રતિનિધિઓને આમંત્રણ કરીએ છીએ. હવે અમો આ અમારા બાદશાહી ઢંગથી અમારો બાદશાહી ઇરાદો જાહેર કરીએ છીએ કે દીલ્હી ખાતે અમારો રાજ્યાભિષેક જાહેર કરવા સને ૧૯૧૧ ના ડીસેમ્બરની ૧૨ મી તારીખે એક બાદશાહી દરબાર ભરવી અને અમે અમારા વિશ્વાસુ તથા માનીતા સલાહકાર વાઇસરોય તથા હિંદના ગવર્નર જનરલ ચાર્લ્સ બેરન હાર્ડીંગને ફરમાવીએ છીએ કે તે માટેના સઘળાં ઘટતાં પગલાં ભરવા. આ ફરમાન અમારા રાજ્યના પહેલાં વર્ષમાં આજ તા. ૨૨ મી માર્ચ ૧૯૧૧ ને દિવસે બકીંગહામ પેલેસના અમારા મ્હેલની દરબારમાંથી બહાર પાડયું છે.

નામદાર શહેનશાહ બહાદુરનું હિંદમાં જાતે પધારવાનું અને હિંદની પ્રજાને દર્શન આપવાનું

સાંભળી તેજ વખતથી હિંદની પ્રજા હર્ષઘેલી બની ગઇ હતી અને એ શુભ પ્રસંગ વેલાસર આવે એની રાહ જોવાતી હતી જે મનકામના ઇશ્વરે પુર્ણ કરવાથી હિંદની વફાદાર પ્રજાના હર્ષનો પાર રહ્યો નહોતો.



## નામદાર શહેનશાહની હિંદ આવવા ઇંગ્લાંડથી રવાનગી.

નામદાર શહેનશાહ હિંદ પધારે તે દરમ્યિાનની ગેરહાજરીમા કારોબારી કામ ચલાવવા માટેની સત્તા ધરાવનારા ખાસ કમીસનની નેમણુક કરવામાં આવી હતી. એના માટે છેલ્લી પ્રીવી કાઉન્સીલની સભા તા. ૧૦-૧૧-૧૧ ના રોજ લંડન શહેરમાં બકીંગહામ પેલેસમાં મળી હતી. તા. ૧૧-૧૧-૧૧ ના રોજ નામદાર શહેનશાહ તથા નામદાર શહેનશાહ બાનુ રાણી મેરી ભારે દમામથી મહેલમાથી ખુલ્લી લેન્ડોમાં ઉપડ્યાં હતાં. જેની પાછળ ઘોડેસ્વારો તથા હોર્સગાર્ડસની અંગરક્ષક ટુકડી બકીંગહામ પેલેસથી વિકટોરિયા સ્ટેસન સુધી રહી હતી. રસ્તામાં લોકોનાં મોટાં ટોળાં મળ્યાં હતાં અને દીલોજાન તેઓને વધાવી લેતા હતાં. વિકટોરિયા સ્ટેશન ઉપર ૩૦૦ જાણીતા આસામીયોયે હાજરી આપી હતી. તેઓમાં બાદશાહી કુટુંબનું દરેક જણ, પરદેશોના

એલચીઓ, વડા પ્રધાન મી. એસકવીથ તથા બાનુ, પ્રધાન મંડળના સભાસદો, કેનટરબરીનો આરચ બીસપ, સસ્થાનોના પ્રતિનિધિઓ અને હિંદી પ્રધાનની ઓફીસના અમલદારો હતા, વિધવા શહેનશાહબાનુ અલેકઝાન્ડ્રા અને પ્રીન્સ આરઠર ઓફ કોનોટ પોર્ટસમથ સુધી ગયા હતાં.

નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ પી. એ કંપનીની સ્ટીમર "મદીના" મા સજ થઈ ઉપડ્યાં હતા. પોર્ટ સમથ ખાતે આવી પહોચતા તે નામદારોને ઘણુજ માન મળ્યું હતું અને સ્ટીમર મદીનામાં સ્વાર થતાજ વિકટોરિયા ટરમીન્સ ઉપરના મુખ્ય વાવટા, કાંઠા ઉપરનો બાદશાહી વાવટો તોડવામા આવ્યો અને સલામતીની તોપો છોડવામાં આવી હતી.

સ્ટીમર મદીનાને અલૌકિક રીતે તૈયાર કરવામાં આવી છે. એ સ્ટીમર કુલ ૧૨૫૦૦ ટનના વજનની એક ફાંકડી સ્ટીમર છે. નામદારો રાજારાણી માટે એ સ્ટીમરમા જુદા જુદાં ૪૦ ઓરડાઓ તૈયાર કરવામા આવ્યાં હતા એટલુજ નહિં પણ તેને શણગારવામાં કંઇ પણ કચાસ રાખવામા આવી નથી. એ સ્ટીમર ઉપર તારનાં દોરડાં વગર વીજળીક સંદેશા ચલાવવા માટેનું મોટું યંત્ર ગોઠવવામા આવ્યું છે. આ સબબને લીધે એ સ્ટીમર

પોતાની આખી સફર દરમિયાન ઇંગ્લાંડમાં શું બને છે તેથી માહેતગાર થઇ હતી.

બ્રિટિસ હિંદુસ્તાનની તવારીખમાં હાલ પહેલીજ વાર હિંદી વજીર પોતાના હોદ્દાની મુદત દરમિયાન હિંદુસ્તાનની મુલાકાત લેનાર છે. એ બનાવ અવલ કોઇ વખત બનેલો નથી.

સ્ટીમર મદીનામાં છેલ્લામાંછેલ્લા ખબરો આપતું એક નાનું વર્તમાનપત્ર છાપવામાં આવતું હતું જે આધારે શાહેનશાહી પ્રવાસની ખબરો સર્વ સ્થળે પુરતી રીતે મળી શકતી હતી. તા. ૧૪-૧૧-૧૧ ની રાત્રે સ્ટીમર મદીના જીબ્રાલ્ટર જઈ પહોંચી હતી અને તા. ૧૫ મીએ તોપોના માન સાથે ત્યાથી વીદાય થઇ હતી. આખા દરીયાયી રસ્તે નામદાર શાહેનશાહ અને શાહેનશાહબાનુને હદ વગરનું માન મળતું રહ્યુ હતું. ઇટાલી અને તુરકસ્તાન વચે ચાલતી લડાઈના સંજોગો ધ્યાનમાં લઇ રાતા સમુદ્રમાના દીવાઓ તુરકી સરકારે બુજાવી નંખાવેલા તે નામદાર શાહેનશાહની સ્ટીમર રાતા સમુદ્રમા થઇ પસાર થાય તે દરમિયાન સમુદ્ર અંદરના દીવા સળગાવવાનો હુકમ તુરકી સરકારે બહાર પાડયો હતો, એટલુંજ નહિં પણ નામદાર તુરકી સરકારના બેટાએ નામદાર શાહેનશાહની મુલાકાત પણ લીધી હતી.



# એડનમાં પધરામણી.

હિંદી શહેનશાહતના દ્વારરૂપ મથક ગણાતા એડન બંદરમાં સ્ટીમર "મદીના" એ તા. ૨૭ મી નવેમ્બરના અગીઆર વાગે લંગર નાખ્યું હતું. લંગર નાખતાંની સાથેજ ૧૦૧ તોપો ફોડી ને નામદાર શહેનશાહનું આગમન જાહેર કરવામાં આવ્યું એટલે બારામા બીજી અનેક બ્રિટિસ તેમજ પરદેશી આગબોટોએ પોતપોતાના વાવટા નમાવી, સલામીની તોપો ફોડી હતી. મદીના ઉપરથી નિશાની થતાં એડનના પોલીટીકલ રેસીડેન્ટ જે. એ. બેલ તુરતજ મદીના ઉપર ગયા હતા. બપોરપછી સાડાત્રણ વાગતાં નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ અને તેમનો રસાલો "પ્રીન્સ ઓફ વેલ્સ પીયર" ઉપર ઉતર્યો

નામદાર શહેનશાહની બંદર અને હિંદી શહેનશાહત ઉપરની પધરામણી લોકને જાહેર કરવા સારૂ તુરતજ રેસીડેન્સીની કચેરી ઉપર યુનીયન જેકનો વાવટો ફરફરતો ઉરાડવામા આવ્યો અને જમીન ઉપરના તથા દરીયાઈ તોપખાના તરફથી ૧૦૧ સલામીની તોપો ફોડવામા આવી હતી. તે પછી બાદશાહી સરઘસ આવકાર મંડપે ગયું જ્યા ભવ્ય દેખાવ થઈ રહ્યો હતો. મંડપ એડન અને અરબસ્તાનના આરબ સરદારો, પ્રતિનિધિઓ અને અમલદારો હાજર હતા. એમની ઓળખાણો થયા પછી આવ-

કાર કમીટીના પ્રમુખ મી. હોરમસજી કાવસજી દીનશાહે એડનની પ્રજા તરફનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

એડન રેસીડેન્સીમાં રીસેપશનનો એક મેલાવડો કરવામાં આવ્યો હતો જેમા એડનના લશ્કરી તથા સીવીલીયન રહીશોને નોંતરવામાં આવ્યા હતા. તે બાદ સાડાપાંચ વાગે નામદાર શહેનશાહ અને રાણી એ રેસીડેન્સી છોડી અને મદીના ઉપર સીધાવ્યાં. સાજના ૭ વાગતે મદીનાએ લોકોના ભર ઉત્સાહ વચે એડનનું બારૂં છોડયું હતું.

નીચેનો તારનો સદેશો તા. ૨૬ નવેમ્બરના રોજ નામદાર શહેનશાહ ઉપર એડન ખાતે નામદાર વાઇસરોયે મોકલ્યો હતો.–

" ગવરનર જનરલ તરફથી નમનતાઇપૂર્વક અરજ સાથે હિંદુસ્તાન તરફથી તમો નામદારને હિંદી મહાસાગરમાં અને હિંદી મુલકમા પહોચવા માટે માનપૂર્વક આવકાર આપું છુ. આખું હિંદુસ્તાન વફાદારીની ઉંડી લાગણી સાથે નામદાર શહેનશાહ બાનુને સહીસલામત આવી પહોચવાની આતુરતાથી રાહ જુવે છે."

નામદાર શહેનશાહ તરફથી તા ૨૭ મીએ નીચે મુજબ તાર મારફત નામદાર વાઇસરોયને જવાબ મળ્યો હતો.

" હિંદી સમુદ્રમા દાખલ થતા તમોએ આપેલી અંતઃકરણની મુબારકબાદી માટે શહેનશાહબાનુ અને હું તમારો અને હિંદુસ્તાનની પ્રજાનો ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ. અમારા આવી પહોચવા અને શનિવારે તમને આવી મળવા તરફ ભારે ખુશાલીની લાગણીથી જોઇએ છીએ."

---

## મુંબાઇમાં પધરામણી.

નામદાર શહેનશાહ બાનુની પધરામણી શનિવાર તા. ૨ નવેમ્બરની સાંજરે ભારે ધામધુમ અને મોટા દબદબા સાથે થઈ હતી. નામદાર શહેનશાહ અને શહેનશાહબાનું બહુજ ખુશ મીજાજમાં મુંબાઇના બંદર ઉપર ઉતર્યા હતાં તે વખત તથા જ્યારે શહેનશાહની સ્વારી શહેરમા ફરવા નીકળી ત્યારે છેક એપોલો બંદરથી સ્વારીના સઘળા રસ્તાઓ દરેક જાત અને કોમોના લોકો પુરૂષો, સ્રીઓ અને બચ્ચાઓથી ઉભરાઈ ગયા હતા પોલીસ તથાં લશ્કરી સતાવાળાઓએ બંદર અને રસ્તાઓ ઉપર વખાણવાજોગ રીતે ઘણો સારો બંદોબસ્ત રાખ્યો હતો. સ્વારીના સઘળા રસ્તાઓ ઉપર દરેક સ્થળે માંચડાઓ ઉભા કરવામા આવ્યા હતા જેથી લોકોને સરઘસ જોવાની ઘણી તક મળી હતી દીવસે તેમજ રાતની રોશની વખતે પણ એકેપણ ગંભીર અકસ્માત થવા

ચામ્યો નહોતો જેનું કારણ સત્તાવાળાઓનો સારો કારોબાર તથા જોનારાઓની સાંન્ત વર્તણુંક લેખી શકાય.

તા. ૨ જીના સવારે સ્ટાન્ડર ૯ વાગે મુંબાઇની દીવાડાંડી ઉપરથી જેવી મદીના આવી પહોંચવાની સીગનલ થઈ કે તેજ વખતે દસ સેકંડના અંતરે ત્રણ તોપો છોડવામાં આવી હતી. અને આ રીતે મુંબાઇની પ્રજાને શહેનશાહની નજદીક આવી પહોચેલી સ્વારીની ખુશ વધામણીથી વાકેફ કરવામાં આવી હતી. જ્યારે "મદીના" લંગર નાખવાની જગાએ આવી પહોંચી ત્યારે ૧૦૧ તોપોની સલામી આપવામાં આવી હતી.

નામદાર વાઇસરોય લોર્ડ હારડીંજ સફેદ પોશાકમાં સજ થઇ સરકારી મહેલમાથી મોટર ગાડીમાં બેસીને લશ્કરી એસતેકબાલ સાથ વાલકેશ્વર રોડ, સેડ હરસ્ટ બ્રીજ અને ક્વીનસ રોડને રસ્તે સેક્રેટરીએટમા થઇ અને ત્યાંથી ૧૦–૩૦ કલાકે સહવારે એપોલો બંદરપર આવ્યા હતા, જે વેળાએ હીંદના હાકેમને તેમના દરજાને લાયકનો પ્રજાકિય આવકાર મળ્યો હતો.

નામદાર વાઇસરોય એપોલો બંદરપર આવી પુગતા લશ્કરે રાજગીત ગાઇને તેઓને આવકાર દીધો હતો. જે વેળાએ હાજર રહેલાં યુરોપીઅનોએ ટોપી ઉતારી

માન આપ્યુ હતું. બંદ ઉપર આ વેળાએ પોલીસ તરફથી મજબુત ચોકસી રાખવામાં આવી હતી અને પાસ ધરાવનારા ગણત્રીના શખસો સીવાય બીજા કોઇને પણ બંદર નજદીક જવા દેવામાં આવ્યા ન હતા. લોર્ડ હારડીંજ બંદર ઉપરથી ઉપડીને સ્ટીમ લોંચમા બેઠા તે વેળાનો બંદર ઉપરનો દેખાવ એકસેલસીઅર સીનેમેટોગ્રાફ કંપની તરફથી લેવામાં આવ્યો હતો.

૧૦-૪૫ કલાકે નામદાર ગવરનર જનરલ દરીયાઇ સેનાપતી શાથે બંદરેથી ઉપડી સ્ટીમર 'મદીના' ઉપર ઉપડી ગયા હતા. તેઓ નામદારને એપોલો બંદરપર આવતા ગારડર ઓફ ઓનર તરફથી માન આપવામાં આવ્યું હતું અને તેઓ "મદીના" પર જવાને રવાના થતાં ગારડ ઓફ ઓનરને વીખેરી નાખવામા આવી હતી.

હવે મુંબઇના નામદાર ગવરનર સર જયોર્જ કાળા યુનીફોર્મમા મોટરમાં બેસી વાલકેશ્વર રોડ સેંડહરસટ બ્રીજ, અને કવીનસ રોડ થઇને સેક્રેટરીયેટ આવી પુગયા હતા અને ત્યાથી સવારના ૧૧ નો ટકોરો થતાજ એપોલો બંદર આવી પુગ્યા હતા, જ્યાં તેઓને પણ ગારડ ઓફ ઓનરે લશકરી સલામી આપી હતી. નામદાર ગવરનર બંદરપરથી ઉપડી "મદીના" પર ગયા, અને નામદાર ગવરનર જનરલે તેઓને નામદાર શાહેનશાહ

તથા શહેનશાહબાનુ સનમુખ રજુ કર્યા હતા. નામદાર ગવરનર સાથ વડા જડજ સર બેસીલ સ્કોટ, લોર્ડ બીશપ, રેવરંડ ડો૦ પામર, કાઉનસીલના સભાસદો ઓ૦ મી૦ મોરીસન, ઓ૦ મી૦ લેંબ, ઓ૦ મી૦ ચઉબલ, સરકારના વડા સેક્રેટરી અને લશકરી વડા હાજર હતા, જેઓને નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ સનમુખ તે બાદ રજુ કરવામા આવ્યા હતા.

બપોરના ૧૨ વાગતે નામદાર ગવરનર અને તેની સાથે "મદીના" પર ગયલા અમલદારો, એપોલો બંદરપર પાછા ફરયા હતા અને ત્યાથી મોટર મારફતે સરકારી મહેલમાં એજ મારગે પાછા હંકારી ગયા હતા

૩ કલાકે નામદાર વાઇસરોય લોર્ડ હારડીંજ અને મુંબઇના નામદાર ગવરનર સરકારી મહેલમાંથી મોટરમાં બેસી સક્રેટરીયેટમા આવયા હતા અને ત્યાથી પહેલા નામદાર ગવરનર પોતાના રસાલા સાથે એપેલો બંદરપર ૩–૩૦ કલાકે એસ્તેકબાલ સાથ આવી પહોંચ્યા હતા. તે પછી ૮૦મીનીટ રહી નામદાર ગવરનર જનરલ રસાલા સાથે ૩–૪૦ કલાકે એપોલો બંદરપર આવી પહોચ્યા હતા. આ બંને હાકેમોને તેઓના દરજ્જાને અનુસરતું માન પ્રજા તેમજ લશ્કર તરફથી મળ્યું હતું.



## મુંબઇ શહેરમાં બાદશાહી પગલાં.

૩–૫૦ ના અમલે નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ અને નામદાર હીંદી વજીર લોર્ડ ક્રુ બંદર ઉપર આવવા "મદીના" ઉપરથી ઉપડયાં હતાં અને બરાબર ચાર વાગ્યાના અમલે બંદરની સીડી આગળ આવી પુગ્યા હતાં.

મંડપમાં નામદાર શહેનશાહને આવકાર દેવાને તેવોજ એક દમામદાર મેળાવડો નામદાર વાઇસરોય હારડીંગના વડપણ હેઠળ ભંગો મળ્યો હતો. નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુએ બંદરની સીડી ઉપર પગ મેલતાં તેમને એક સો તોપોની સલામતી આપવામાં આવી હતી અને નામદાર વાઇસરોય, નામદાર ગવરનર, નામદાર દરીયાઈ સેનાપતી, મુબઈના લશ્કરી વડા, મુંબઇના શેરીફ મી૦ શાપુરજી ભરૂચા અને મુબઈની કોરપોરેશનના પ્રમુખ ઓનરેબલ સર ફીરોઝશાહ મહેરવાનજી મહેતાએ તે નામદારને પ્રથમ આવકાર દીધો હતો. નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુની જોડે હીંદી પ્રધાન લોર્ડ ક્રૂ, તે નામદારનો ખાનગી સેક્રેટરી અને રસાલાના બીજા કેટલાક નામીચા અમલદારો હતા જેઓ સઘળા મંડપમાં બંને તરફ વહેંચાઈ ઉભેલા રાજવંશીઓ અને આગેવાન શહેરીઓ વચેથી સલામી લેતા અને હસ્તે ચહેરે તેનો જવાબ વાળતા મંડપમાથી આગળ વધ્યા હતા.

મંડપમાં નામદાર સહેનશાહ અને શહેનશાહ- આનુ પોતા માટે ખાસ ઉભા કરવામાં આવેલા સોનાના તખત ઉપર પધારયાં હતાં અને તે તખતા ઉપર પોતાની બેઠકો લીધી હતી જે વેળાએ હાજર રહેલાંઓ ઉભાં રહ્યાં હતાં તે નામદારોએ બેઠક લીધા બાદ સઘળાં બેઠાં હતાં. તેઓની જરાક પછવાડે નામદાર વાઇસરોય, મારકવીસ ઓફ કરૂ, નામદાર ગવરનર અને લેડી કલાર્ક, દરયાખાતાંના નામદાર વડા, એડમીરલ સર સ્લેડ અને બાનુએ બેઠકો લીધી હતી. બેઠકો લેવા બાદ મુંબઇની કોરપોરેશનના પ્રમુખ સર ફીરોઝશાહે આવકાર દેનારૂં નીચલું માન પત્ર છટાદાર રીતે તાલીઓના પોકારો વચ્ચે વાચી સંભળાવ્યું હતું.



# મુંબઇ કોર્પોરેશન તરફથી નામદાર શેહેનશાહને આપવામાં આવેલું માનપત્ર.

## નામદાર સાર્વભૌમ બાદશાહ અને મહારાણી શ્રી મેરી.

નેકાનામ ખુદાવિંદઃ—

આપ નામદાર હિંદની ભૂમિ ઉપર પગ મુકો છો તે પ્રસંગે અમે, મુંબઇ શેહેરની મ્યુનિસિપલ કોરપોરેશનના પ્રમુખ અને સભાસદો, શેહેરની સમસ્ત

પ્રજા તરફથી, એ મહાન અને માંગલિક સમયે અમારી અંતઃકરણપૂર્વકની રાજભક્તિ, અમારા ગર્વ અને હર્ષના આ ઉદ્દગારો આપ ખુદાવિંદ સમક્ષ આશા સાથી રજુ કરીએ છીએ. આ પ્રસંગ ફક્ત હિંદમાં જ નહિ પણ આપ નામદારોની સત્તા જે જગદ્વિખ્યાત સામ્રાજ્ય ઉપર પ્રવર્તે છે તેમાં અપૂર્વ છે. પૂર્વના રાજ્યકર્ત્તાઓએ સામ્રાજ્યનું કેન્દ્રસ્થાન છોડી સમુદ્રપારનાં સંસ્થાનોની કદાપિ મુલાકાત લીધી નથી, તેથી અમે આ પ્રસંગને અમારા ઉદ્ધારના ચિન્હ તરીકે લેખીએ છીએ.

હિંદી પ્રજાને આપના રાજ્યાભિષેકની વધાઈ આપને શ્રી મુખે આપવામાં આપનો નિશ્ચય. સામ્રાજ્યમાં હિંદ જે મહાન પદ ભોગવે છે તે જગતમાં પ્રકટ કરવાનો. શેહેનશાહી દિલસોજી દર્શાવવાનો અને જે પતાકાની ભાવનાઓ ન્યાય, સત્યનિષ્ઠા અને પ્રગતિ છે તેની તળેની વિવિધરંગી પ્રજાઓને સબદ્ધ કરનાર જીવિત પટો ફક્ત શેહેનશાહ છે, એમ દર્શાવી આપવાનો છે, એમ અમે ધારીએ છીએ.

અમારા શેહેરનું એક ખાસ ગૌરવ એ છે, કે આપ ખુદાવિંદ શેહેનશાહ અને શેહેનશાહબાનુ હિંદમાં સૌથી પ્રથમ ચરણકમળ ધરો છો. બાદશાહી સંલગ્ન નિમિત્ત પહેરામણીમાં અપાયલું મુંબઈ શેહેર કાંઈ ખડીઆ ઠાકોરો પાસેથી આકસ્મિક સંયોગોમા ખરીદી લેવાયલું અથવા તો બીજા

વિભાગોમાંથી નાશી આવેલા વ્યાપારીઓથી પોતાના સ્થાન તરીકે ઠરવાને પસંદ કરાયલું નથી. દીર્ઘ દૃષ્ટિવાળા રાજદ્વારી પુરૂષો, તેની અગત્ય અને ભવિષ્યની મહુત્તા પેહેલેથીજ વર્તી શકયાં હતાં અને એક રાજદ્વારી સંધિથી તે મેળવવામાં આવ્યું તે પ્રસંગે, ભરતભૂમિના કાર્યભારમાં, આંગ્લમિની શેહેનશાહી સરકારે સૌથી પહેલવહેલો ભાગ લીધો હતો એમ સુચિત થયું હતું અમે મગરૂર છીએ કે આ બેટ જેમની પાસે હતો તે રાજદ્વારીઓએ અને જે ગવર્નરોએ તે મેળવી, તેની ઉપર કાર્યભાર ચલાવ્યો હતો તેમણે બાંધેલી ઉચ્ચ આશાઓ, સમૃદ્ધિ સાથે પરિપૂર્ણ થઇ છે. અમે મગરૂર છીએ કે આ શેહેર પૂર્વ અને પશ્ચિમના સુધારાઓને યોજનારી એક બલવતી સાંકળ બની છે. એવી સાકળ બાંધી બંનેમાં સંપ ફેલાવવાનો બ્રિટીસ સરકારનોઉદ્દેશ મુળથીછે.

અમને એ યાદ આવતાં આનંદ થાય છે કે આપ નામદારો અમો વચ્ચે અજાણ્યા નથી ૭ વર્ષ પૂર્વે આપ અહિં પધાર્યા હતા ત્યારે આપે અમારા લોકોને ઓળખવામાં, અમારા સંદિગ્ધ વિષયો જાણવામાં અમારી કલાઓ અને ઉદ્યોગો સમજવામાં. આપનાથી બનતા પ્રયત્નો કર્યા હતાં. આપ ખુદાવિંદની એ મુલાકાત પાછી અમારી ઉચ્ચ ભાવનાઓ પરિપૂર્ણ કરવા સારૂ અમે દૃઢ પ્રગતિ કર્યા ગયા છીએ એ વિચારો આવતાં અમને આનંદ થાય છે. વ્યાપાર

અને ઉદ્યોગોના મધ્યબિંદુને જે કુદરતી મુશ્કેલીઓ નડે છે તેની અસર અમોને લાગી છે, પરંતુ તેથી અમે પાછા હઠયા નથી; પણ આ શેહેરમા ગરીબોની જે સ્થિતિ છે તે સુધારતા અને આ ટાપુના કુદરતી લાભોની ખીલવણી કરતા રહ્યા છીએ અને ઉન્નતિક્રમમાં રહેલા છીએ અમે એ વિચારતા મુદિત થઇએ છીએ કે મુબાઇના શેહેરીઓમાં પરસ્પર સપ છે તેથી તેની સ્થાપના સૌથી વધુ ઉત્તમ પાયાઓ ઉપર થયેલી છે અને જે ભિન્ન ભિન્ન કોમો અને વર્ગો તરફથી આજે અમે પ્રતિનિધિરૂપ, આપ ખુદાવિંદ હજુર હાજર થયા છીએ તેઓમા સામાન્ય શેહેરીપણાની મજબુત લાગણી રહેલી છે.

નામદાર શેહેનશાહબાનુ મેરી, આપની કૃપાવંત હાજરી નીચે, સ્ત્રીત્વની ઉત્તમ ભાવનાઓના એક ઉન્નત સમુહ તરીકે આપને લેખી, હિંદી કિનારા ઉપર આપે બીજીવાર પધરામણી કરી તેથી હિંદી પ્રજા પુનસજીવન થયેલી આભાર અને સ્નેહની લાગણીઓથી આપને વધાવી લેતા આનંદ પામશે આપનુ આગમન એજ સુચવવા થયુ છે કે આપ ખુદાવિંદો અમારા શેહેનશાહ અને શેહેનશાહબાનુ છો એ આપની હિંદી પ્રજા કદી ભુલશે નહિ. અમો અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે હિંદી પ્રજાના જ્ઞાનથી પુષ્ટ બની, હિંદી પ્રજાના શોક અને હર્ષમા સમભાગી થઈ, અને આપ ખુદાવિંદોના

માનવંત પૂર્વજો મર્હુમ મહારાણી શ્રી વિજયાકુમારી ( વિકટોરિયા ) અને મર્હુમ મહારાજા શાહેનશાહ એડવર્ડ સાતમાથી, વારસા તરીકે પ્રાપ્ત થયેલા હિંદી પ્રજા પ્રત્યેના પ્રેમથી આપ નામદારો પ્રિયકર થઇ પડો, અને સામ્રાજ્યના શહેનશાહી મુકુટને ધારણ કરી ઉત્તમ આશીર્વાદો અને સુખોથી વિભૂષિત થાઓ.

આ પ્રમાણે માનપત્ર વાંચી રહ્યા પછી સર ફીરોજશાહે બાદશાહી સિંહાસન સમીપ જઇને, નામદાર શહેનશાહને સલામ સાથે એ માનપત્ર અર્પણ કર્યું અને મી૦ પીરોજ શેઠના અને મી૦ ઇ. એમ. પ્રોસે સાથે ઉંચકી લીધેલું કોરપોરેશનનું કારીગરીવાળું કાસ્કેટ એનાયત કર્યું. નામદાર શહેનશાહે તેનો સત્કાર કરીને કૃપાવંત થઇ નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો.



## નામદાર શહેનશાહનો ઉત્તર.

તે નામદાર બોલ્યા કે, તમે વાજબી કહ્યુ છે, કે હું તમારી વચ્ચે અજાણ્યો નથી, અને હુ અંતઃકરણપૂર્વક તેનો ઉત્તર વાળતાં કહું છુ, કે તમારા સુંદર શહેરમાં હું મને પોતાને અજાણ્યો માનતો નથી. છ વર્ષ ઉપર ખરેખર હું આગંતુક તરીકે આવ્યો હતો, પણ તે સમયનો તમારો અંતકર-

ચુનો અને સમભાવવાળો આવકાર હજી મારા સ્મરણમાં તાજોજ છે. તમારા કીનારાની નજીક આવતાં ઉત્પન્ન થતો આશ્ચર્યકર દેખાવ, જાણે સમુદ્રના પેટાળમાંથી ફુટી નીકળ્યા હોય એવાં તાડના ઝાડની પહેલી ઝાંખી હું વીસરી ગયો નથી, અને મારો તે વિશેનો મોહ લગાર પણ કમી થયો નથી. મુંબાઈથી હું સને ૧૯૦૫ માં તમારા સ્નેહાળ આવકાર સાથે આ વિશાળ દેશના, કઇ નહિં તો, અમુક ભાગની મુસાફરી કરવાને અને તેના લોકો સબંધી કેટલીક માહિતી મેળવવાનો પ્રયત્ન કરવાને, નીકળ્યો હતો. મેં જે માહિતી મેળવી તેથી સઘળી કોમો અને ધર્મોના લોકો તરફની મારી સમભાવની લાગણી ઉઠી થયા વિના રહી ન હતી, અને જ્યારે મારા વ્હાલા પિતાનું મર્ણ થયું અને હું મારા બાપદાદાઓની ગાદીએ આવ્યો, ત્યારે હિંદમાંની મારી પ્રજાઓની ફરીથી મુલાકાત લેવાની મને આતુર ઇચ્છા થઈ.

એ ઇચ્છાની પૂર્ણતા થવા સાથે શહેનશાહબાનુ સહિત અહીં મને પોતાને જોઉછુ. એટલે અસાધારણ લાગણી થઇ આવે છે. અને હવે આ ઇલાકાના ચોક્કસ વિસ્તારોમાં ઝઝુમી રહેલી તંગીની ચિંતા સારે ભાગ્યે દુર થવા પામી છે, તે માટે અનુકુળ અને સમયસરના વર્ષાદનો આપણે આભાર માનવો જોઇએ, તથા વસંત ઋતુના સારા પાકથી તમારી

ભૂમિ સુખી થવાની દરેક આશા રહે છે, તેથી હું આભારપૂર્ણ હૃદયે અહીં આવું છું.

તમારા વકતૃત્વ પૂર્ણ ભાષણે મને સ્મરણ કરાવ્યું છે, કે મુંબાઈ ટાપું, બ્રીટીશ રાણીની પહેરામણીમાં મળેલું નગર છે. તે સમયે એટલે ૨૫૦ વર્ષ ઉપર હમ્ફ્રી કુકે તેનો કબજો લીધો ત્યારે તે માત્ર મચ્છીમારનું ગામડું હતું. તમે સદ્‌ગૃહસ્થોએ અને તમાર આગળના આગેવાનોએ તેને બ્રિટીશ સામ્રાજ્યનું ઝવાહીર બનાવેલું છે. હું ફરી હર્ષથી તેનાં સુંદર અને ભવ્ય મકાનોની રોનકદાર હાર જોઉછું, અને વળી ઓછા ધ્યાન ખેંચનારા, પણ હાલમાં થયલા વિશેષ લાભકારક સુધારા પણ જોઉંછું. પરંતુ તે સર્વ ઉપરાત આવા જવાહીરના સર્વોપરી તેજ રૂપે જે શહેરીઓના સર્વ વર્ગોની જે શાંતિ, જે સુખ અને જે આબાદી હોવાં જોઇએ. તેને ઉત્કૃષ્ટ બનાવવાના તમારા પ્રયત્નો હું સર્વ સ્વીકારૂં છું હુ મારા અંતઃકરણથી આજે મને અને શહેનશાહબાનુને તમે આપેલા ઉદાર સ્વાવકાર માટે તમારો આભાર માનુ છું

અને આતુરતાથી પ્રભુ પાસે એવી સ્તુતિ કરીએ છીએ, કે આપણા હિંદી શહેનશાહત ઉપર પ્રભુના આશિર્વાદ વર્ષો તેમ પ્રજાને શાંતિ તથા આબાદીની સદા જામીનગીરી મળો !

---

## સ્વારી

નામદાર શેહેનશાહે ઉપર પ્રમાણેનો ઉત્તર ચોખ્ખા અને સાભળી શકાય એવા મોટા સ્વરે વાંચી સંભળાવ્યો અને સર ફીરોજશાહને અર્પણ કર્યો. સર ફીરોજશાહે માન ભરી રીતે તેનો સત્કાર કર્યા પછી તેમના પત્નિ લેડી મેહેતાએ રાતા અને ધોળા ને લાલ ગુલાબનો ને લીલી અને રેશમથી બાંધેલો ગોટો નામદાર શેહેનશાહબાનુને અર્પણ કર્યો અને તે નામદારે તેનો હસીને સત્કાર કર્યો. તે પછી સર ફીરોજશાહે કોર્પોરેશનના સર્વે સભ્યોને ઓળખાવ્યા. ઓળખાણ પીછાણ સમાપ્ત થતાં નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુ સિંહાસન ઉપરથી ઉઠયા અને હર્ષના કાન ફાડી નાખે એવા પ્રચંડ પોકારો થયા તે નામદારો ચાર ઘોડાની ગાડીમાં સજ્જ થયા.

પોતાને માટે તૈયાર રાખવામાં આવેલી ગાડીમાં બેસવાની તૈયારી કરવા લાગ્યા તે જોતાજ બંદર ઉપર ભેગી થયલી મેદનીએ એકવાર ફરીને હર્ષ-ગર્જનાથી વધાવી લીધા. પ્રજા તરફની આ હેતાળ લાગણીનો ઉત્તર તે નામદાર બહુ હસ્તે મુખડે આપતા જણાતા હતા, અને પ્રજાની લાગણીનું જાણે માપ કરતા હોય એવો પ્રકાશ તેમના મોંહ ઉપર જોવામાં આવતો હતો તે નામદાર પોતાને માટે તૈયાર રાખેલી ચાર ઘોડાની ફાંકડી ગાડીમાં સ્વાર

ચયા, અને તે વેળાએ તેમને માથે સુંદર સોનેરી છત્ર ચામર ધરવામાં આવ્યું. તેમની ગાડી પાછળ બીજી ગાડીમાં એ નામદારની સાથે આવેલા લોર્ડ ક્રુ, નામદાર વાઇસરોય જોડે બીરાજ્યા. તેની પાછળ મુંબઇના નામદાર ગવર્નર હતા. કુલ ચાર ઘોડાની ચાર ને બે ઘોડાની ત્રણ ગાડીઓ સરઘસમાં હતી. સરઘસને મોખરે અંગ્રેજી પલ્ટણોની અલગાર વાજાં સાથે હતી,

સરઘસ બરાબર સ્ટેન્ડર ૪-૩૫ એમફી થીએટરમાથી નીકળીને બરોબર ૫-૩૦ કલાકે એપોલો બંદર ઉપર ૧૦૧ તોપોની સલામી વચ્ચે પુરફતેહ મંદીથી પાછું ફર્યું હતું. રાત્રે શહેરમાં ભભુકાદાર રોશની કરવામાં આવી હતી જે જોનારના મનને ઘણોજ આનંદ આપતી હતી. મુખ્ય કરીને કોટના વિસ્તારમાં સુંદર રોશનીથી કંઇક ઓરજ છાયા પડી હતી. તેમાં જાહેર જંગી ઇમારતો જેવી કે બોરીબંદરનુ સ્ટેસન, સેક્રેટેરી એટ, મ્યુનીસીપાલ ઓફિસ, રાજાબાઇટાવર, બી. બી. સી. આઇ. રેલ્વે ઓફીસ, હાઇકોર્ટ, જાહેર બાંધાકામ ખાતાંની ઓફ્રીસ, જનરલ પોસ્ટ ઓફીસ વગેરે વીજળીક રોશનીથી આંખોને આજી નાંખે, એવા દીલખુશ શણગારમાં કાંઇક ઓરજ મોહીની જોનારાઓને લગાડતી હતી. એ રોશનીનો ઠઠારો સાંજના છ વાગ્યાથી તે લગભગ આખી રાત સુધી જારી રહ્યો

હતો અને તે જોવાને સેંકડો તો શું પણ હજારો બલકે લાખો લોકો ઉતરી પડયા હતા. અને મોડી રાત સુધી જાણે શહેરનો દેખાવ દીવસના ઉજાસોમાં લોકોથી માલમ પડતી ધમચકરીના જેવો દીસતો હતો. સઉથી સરસ રોશની રાજાબાઇ ટાવર અને વીકટોરીઆ ટરમીનસની હતી. આખું રાજાબાઇ ટાવર નજદીકથી તેમજ દુરથી સફેદ ઝકઝકતા હીરામાં મઢી લીધુ એવો તેનો દેખાવ લાગતો હતો.



## નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુનો રસાલો.

નામદાર શહેનશાહના રસાલામાં આવેલા નીચે મુજબ હતાઃ-નામદાર શહેનશાહનો લોર્ડ ચેમ્બરલેન, અર્લ સ્પેન્સર, શહેનશાહબાનુનો લોર્ડ ચેમ્બરલેન અર્લ ઓફ શેફ્તસબરી, ઘરખટલાના લોર્ડ ચેમ્બરલેન અર્લ કેરીંગ્ટન, નામદાર શહેનશાહનો ખાનગી સેક્રેટેરી કર્નલ સર આર્થર બીગ્સ, કીપર ઓફ ધી પ્રીવી પર્સ કર્નલ સર ડબલ્યુ. ઈ. બી. કેરીંગ્ટન, નામદાર શહેનશાહનો ખાસદાર કર્નલ સર એફ. ઇ જી. મોનસોન્બી, શહેનશાહબાનુનો ઇકવેરી કર્નલ એફ. દગદેલ, નામદાર શહેનશાહનો વધારાનો ઇકવેરી મેજર વાઇકાઉંટ ક્રીકટન, એ ઉપરાંત નીચલા ખાસદારો હતા-કર્નલ સ્ટ્રેટફર્ડ,

મેજર-જનરલ સ્ટુઅર્ટ બીટ્સન, મેજર ઓલીવઆંમ્ર અને ઓનરેબલ દર્ક ડેપેલ.

નામદાર શહેનશાહબાનુની ખીદમતમાં રહેનારી બાનુઓ નીચલી હતી-ડચેસ ઓફ ડેવનશીર, લેડી ઇવા દગ્દેલ, લેડી વિક્ટોરીયા કેરીટગ્ન તથા ઓનરેબલ સાંદબીલ ફ્રેદરીક આ ઉપરાત હીંદી પ્રધાન અને તેમની બાનુ.

અર્લ અને કાઉન્ટેસ ઓફ ક્રુની સાથે કર્નલ સર ડનલોપ સ્મીથ અને સર બુકેમ્પ ડફ ઉપરાત કેટલાક ઉમરાવો અને તેમની ધણીયાણીઓ પણ રસાલા સાથે આવી હતી.



## જુના મુંબાઇનું પ્રદર્શન.

નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનુની પધરામણીની યાદગીરીમા મુબાઇ શહેરમાં જુના મુંબાઇનું ભવ્ય પ્રદર્શન ભરવામા આવ્યું હતું કે જેવું પ્રદર્શન આજ સુધીમા હિંદ ખાતે કોઈ સ્થળે ભરાયેલું નહેતું આ પ્રદર્શનમા માત્ર રમત ગમતથી સતોષ નહિ માનતા કળા હુનર અને ઉદ્યોગને ગતી બાબતો પણ બતાવવામા આવી હતી. મુખ્યત્વે કરીને કાપડ વિભાગ, ભરતકામ વગેરેનો વિભાગ, લાકડુ, પથર કે ધાતુની બનાવટનો વિભાગ અને સામાન્ય ચીજોનો વિભાગ એ રીને તેના ચાર

વિભાગ પાડવામાં આવ્યા હતા. ઘણીજ નમુનેદાર અને ઇતિહાસીક ઉપયોગી અગત્યતા ધરાવનારી ચીજો બતાવવામાં આવી હતી અને તે વડોદરા, મહીસુર, પોરબંદર વગેરે રાજ્યો તરફથી પહોંચાડવામાં આવી હતી. આ પ્રદર્શન મુંબાઇના નામદાર ગવરનર સર સીડન હેમકલાર્કના મુબારક હાથે તા. ૨૯-૧૧-૧૧ ના રોજ સાંજના ૫॥ વાગે ખુલ્લુ મુકવામાં આવ્યું હતું. આ પ્રદર્શનના ખર્ચનો અડસટો ત્રણથી ચાર લાખ રૂપીઆ સુધીનો અડસટવામાં આવ્યો છે. અને તે પ્રદર્શન એસ્પેલેનેડના મેદાનમાં ભરવામાં આવ્યું હતું

પ્રદર્શનમાના જુદા જુદા દેખાવોની વીગત નીચે મુજબ છે.

૧. હીમાલયન માઉન રેલવે.
૨ ઇલેકટ્રીક ફાઉનટના
૩. સરકલીંગ વેવ.
૪. જોય વીહલ,
૫ હાઉસ ઓફ નોનસેનસ.
૬ ભ્રમીન દેખાવો
૭. મેરી-ગો-રાઉનડ.
૮ કેક વોક.
૯. વીજળીક બળતું મથક.
૧૦. હીંદી રેસ્ટોરાં.
૧૧. પઇસા ફડનું કાચનું કારખનું.

૧૨. પશ્ચીમ તરફનો દરવાજો.
૧૩. પ્રદર્શનની ઓફીસ.
૧૪. કોનસર્ટ હોલ.
૧૫. યુરોપીઅન રેસ્ટોરાં.
૧૬. સીનેમેટોગ્રાફ.
૧૭. ઉછીકા લીધેલા નમુનાઓની કોર્ટ.
૧૮. કલબ બીલડીંગ.
૧૯. હુનર વગેરેના નમુના
૨૦. બલુનનો અખાડો.
૨૧. સ્ટેડીઅમ.
૨૨. ચરચ ગેટ.
૨૩. એપોલો ગેટ.
૨૪. જુના મુંબઇની દુકાનો.
૨૫. લોન ટેનીસ.
૨૬. કોરનવોલીસ મેમોરીઅલ.
૨૭. દીવાદાંડી.
૨૮. કેમેરા ઓબસ્કયુરા.

## બાળકોને મીજબાની

તા. ૪ ડીસેમ્બરના રોજ મુંબાઇ શહેરની સઘળી નિશાળોમાં ભણુતા બાળકોને મીજબાની આપવામાં આવી હતી. જેના માટે બી. બી. સી. આઇ તથા જી. આઇ. પી. રેલવેની વધારાની સ્પેસીયલો બાળકોને લાવવા તથા લઈ જવાને સવારના ૬ા થી દોડાવવામાં આવી હતી.

## તાર સંદેશા.

નામદાર શહેનશાહ બહાદુર ઉપર જુદા જુદા સ્થળેથી સંખ્યાબંધ તારો દરરોજ આવતા હતા તે સાથે મી. દાદાભાઇ નવરોજીએ પણ મુબાઇના નામદાર ગવરનર ઉપર તાર કરેલો તે તાર તથા તેના જવાબનો હેવાલ આ નીચે આવ્યો છેઃ—

વેસાવા-વાયા અંધેરી બી. બી સી. આઇ. રેલ્વે.
૩૦ મી નવેમ્બર ૧૯૧૧.

**ના. ગવર્નર સર સીડનહેમ કલાર્ક મુબઈ.**
નામદાર સાહેબ,

નામદાર શેહેનશાહ અને શહેનશાહબાનુની મુંબઇમાં થનારી પધરામણી વખતે મારી તરફથી તે નામદારોને નીચેનો સંદેશો પહોંચાડવાની આપને અરજ ગુજારૂ છુંઃ—

"ઇંગ્લંડના રાજા ચોથા જયોર્જના રાજઅમલના મધ્ય ભાગમા મારો જન્મ થયો હતો ૮૬ વરસ પછી આપ નામદાર શહેનશાહ જયોર્જ પાંચમા અને મહારાણી મેરીને મારી વહાલી માતૃભુમીમા પધારવા માટે અંતઃકરણ પુર્વક આવકાર અને માન આપતા મને ઘણુંજ સુખ થાય છે."

હું છુ આપ નામદારનો વિશ્વાસુ.
**દાદાભાઇ નવરોજી.**

**( ના૦ ગવર્નરે વાળેલો જવાબ. )** ૩-૧૨-૧૧
વ્હાલા મી૦ દદાભાઈ નવરોજી,

તમારા માયાળુ સદેશાનો નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુએ વાળેલો દિલસોઝ જવાબ આ સાથે મોકલતા મને ઘણો આનદ થાય છે.

તમારો ઘણોજ વીશ્વાસુ.
**જી૦ એસ૦ કલાર્ક.**

## ( ના૦ શેહેનશાહ અને શેહેનશાહબાનુ તરફથી વાળવામાં આવેલો દિલસોઝ જવાબ. )

એચ૦ એમ૦ એસ૦ "મદીના." મુંબઇ, તા૦ ૩ જી ડીસેમ્બર ૧૯૧૧ વહાલા સાહેબ,

મુંબઇના ગવર્નર ઉપરના તમારા તા ૩૦ મી નવેમ્બરના પત્રમા નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુની હીંદની પધરામણી માટેના આવકારના શબ્દો વાચી, તે નામદારોને ઘણો સંતોષ થયો છે, અને તમારી આ માયાળુ લાગણી માટે તે નામદારો તમારો ઉપકાર માને છે, એમ જણાવવાની મને ફરમાશ કરવામા આવી છે

મુંબાઇની પ્રજાએ ગઇ કાલે દીલોજાનીભર્યો આવકાર આપ્યો હતો તેથી તે નામદારોના મન ઉપર ઘણી સારી લાગણી પેદા થવા પામી છે

નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ તમે સારી તનદુરસ્તીમા હશો એવી આશા રાખે છે, અને તમારી વૃદ્ધાવસ્થામાં તમને શાંતી અને સુખ મળે એવુ ઇચ્છે છે

તમારો વિશ્વાસુ,
સ્ટેમફોરધામ.

---

## નામદારો શહેનશાહ તથા શહેનશાહ બાનુની મુંબાઇથી વીદાયગીરી.

રવાનગીનુ સરઘસ પણ ઘણુજ ઠાઠથી કહાડવામા આવ્યુ હતું. નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ દિલ્હી ખાતે જવાને તા ૫ મી ડીસેમ્બરની રાતના પોણાઅગીઆર વાગે વિકટોરિયા ટરમીનસ સ્ટેશન ઉપરથી ખાસ ટ્રેન મારફતે ઉપડી ગયા હતા.

નામદાર શહેનશાહ પોતાની આગબોટ મદીના ઉપરથી બાદશાહી યાટમા ઉપડી દસ વાગે એપોલો બંદરે આવી પહોચ્યા હતા, બાદશાહી રસાલો એ નામદારની ખીદમતમા રહ્યો હતો અને ગાર્ડ ઓફ ઓનરની ટુકડી ત્યા હાજર રાખવામા આવી હતી.

નામદારો શહેનશાહ અને શહેનશાહબાનુ વિકટોરિયા ટરમીન્સ તરફ હંકારી ગયા હતા. સ્ટેસને આવી પહોચતા મુબાઇના ગવરનર સર જ્યોર્જ કલાર્ક, તેમના બાનુ નામદાર લેડી કલાર્ક, મુબાઇના વડા જજ, મુબાઇના વડા બીસપ, કારોબારી કાઉન્સીલના સભાસદો, મુબઇના લશ્કરના વડા, ઇનસ્પેકટર જનરલ ઓફ પોલીસ, મ્યુનીસીપલ કમીશનર, પોલીસ કમીશનર, ઇલાકાના એક્ઝીક્યુટીવ એનજીનીઅર, પોલીટીકલ ખાતાના નાયબ સેક્રેટરી, અને દક્ષીણ વીભાગના મદદનીશ પોલીસ ઇન્સ્પેક્ટર જનરલે આવકાર આપ્યો હતો.

સ્ટેશનના પ્લેટફારમપર ૯૬ મી બીરાર પાયદલ ટુકડી ગારડ ઓફ ઓનર તરીકે સફ સમારીને ઉભી હતી અને તેની નામદાર શહેનશાહે તપાસ લીધી હતી

તે પછી ટ્રેન બરાબર ૧૦-૪૫ કલાકે વીકટોરીઆ ટરમીન્સ સ્ટેશનપરથી ઉપડી હતી.

તા. ૬ ઠ્ઠીએ સવારના સાડા છ વાગતા બાદશાહી ટ્રેઇન વડોદરા ખાતે ચાહ પીવા માટે થોભી હતી તે પછી ૯-૪૦ દાહોદ ખાતે નાસ્તો લીધો હતો, બપોરે ૧-૨૦ બપોરનું ખાણુ લીધુ હતુ, સાજરે ૪-૩૫ પચપહાર ખાતે ચાહ લીધો હતો, જ્યારે કાપરીન સ્ટેમને રાતના ૭-૪૦ રાતનું ખાણુ લીધુ હતુ

નામદાર શહેનશાહની ખાસ ટ્રેઇન ઉપાડ્યા પછી નામદાર મુંબાઇના ગવરનરની ખાસ ટ્રેઇન પા કલાક પછી ઉપડી હતી.

## નામદાર શેહેનશાહની ટ્રેન.

નામદાર શેહેનશાહ તથા શેહેનશાહબાનુ માટે ખાસ ટ્રેન ઇસ્ટ ઇન્ડીયા રેલવે કંપની તરફથી પુરી પાડવામાં આવી છે, જે કેટલાક દીવસ થયા મુબઇ આવી પુગી હતી. યાને ગઇ કાલ સુધી તેને કોલાબાના રેલવે યાર્ડમા રાખવામા આવી હતી, જે વેળા તેની તપાસ રેલવે પોલીસની મોટી સખ્યા તરફથી રાખવામા આવી હતી. એ ટ્રેનમાં દશ બોગી ગાડીઓ છે અને તેનુ માપ ૫૫૯ ફીટ અને ૧૦ ઇંચ છે તેમાં એકદર નીચે મુજબ ગોઠવણ છે. બે શહેનશાહી સલુન, ૩ તેમના સ્ટાફના સેલુન, ૧ જમવાનું સેલુન, ૧ રાંધણી ગાડી, ૧ અંગ્રેજ નોકરોને જમવા તથા સુવાની ગાડી, ૨ બ્રેકના ડબા. આ ગાડી ખાસ જાતની બનાવી છે. દરેક સેલુનનુ કદ ૫૮ ફીટ અને ૨॥ ઇંચ છે. દરેક ગાડી બેહેલીની સાથે જોડાયલી છે અને તેથી આખી ગાડીના કોઇ પણ સ્થળે વહેવાર ચાલે. સેલુનનો દેખાવ ઘણો સુદર છે હવા ઉજાશની પણ પુરતી ગોઠવણ તેમાં છે ગાડીમા હમેશા ઠંડક રહે એવી ગોઠવણ કરવામાં આવી છે ડબાનો બાહેરનો રગ સફેદ છે અને દરેક રગ કુદરતી જેવોજ છે નામદાર શહેનશાહની સેલુનનું ફરનીચર ઘેરા મોરોક્કોના લીલા રગનુ છે અને જોઇતુ સઘળુ ફરનીચર ત્યાં ગોઠવવામા આવ્યુ છે તેઓ નામદારોનો સુવાનો ઓરડો પણ ઉપર મુજબજ સારી રીતે શણગારવામાં આવ્યો છે બાથરૂમની પણ સારી ગોઠવણ કરવામા આવી છે ઠંડા તેમજ ગરમ પાણીને માટેના સાધનો પણ ગોઠ

વવામાં આવ્યાં છે. પખા વગેરે પણ ગોઠવ્યા છે. આખી ગાડી સંપૂર્ણ સગવડભરી છે. આ ગાડીઓ બાંધવા માટે મુબઇ, મદ્રાસ બરમા અને પજાબ તથા બગાળના યુરોપીયનો, એંગ્લો ઇંડીઅનો અને દેશીઓ હતા. એ ખાસ જાણવાજોગ છે. સુર્યની ગરમી ન લાગે તે માટેના ખાસ સરજામથી આ સેલુનો બનાવવામાં આવ્યાં છે ને તેમાં કેટલાક સોનેરી ચીત્રો કહાડવામાં આવ્યા છે. બાદશાહી સેલુનો વચમા અને તેના ઉપર બાદશાહી રાજ ચીન્હોનાં ચીત્રો દોરવામા આવ્યા છે. બાદશાહી સેલુનોમા દીવસે રહેવાની તથા રાત્રે સુવાની સગવડ ઉપરાંત નહાવા ધોવાની ઓરડીઓની પણ સગવડ રાખવામાં આવી છે. સેલુનમાં વાપરવામા આવેલાં લાકડાઓના કુદરતી રગ જાળવી રાખવાની દરેક સભાળ રાખવામા આવી છે, અને નીચે બીછાવેલી શેતરંજી ઘણા ઉંચા પ્રકારની છે. જમવાની ટેબલ, લખવાની ડેસ્ક વીગેરે ઉંચા પ્રકારના ચામડા તથા કપડાંથી ગદી લેવામા આવ્યા છે, અને ઓરડાના ભપકાની સામે અધએસ્તા થઇ પડે તેવા છે. સુવાના ઓરડા પણ તેવાજ શણગાર્યા છે. આ ટ્રેનમા નહાવાના તથા સુવાના ઓરડાઓમા વીજળીક બતીઓમા તેમજ પંખા વીગેરેમા જ્યાં પણ વાપરવામા આવી છે ત્યા દરેક ઠેકાણે રૂપાનો વાસણ ઉપર ગીલ્ટ છે જેમાં સુના વગેરેના સગવડ ઉતમ પ્રકારની છે. નોકરોના સેલુનો પણ તેવાંજ સગવડ ભરેલા બનાવવામાં આવ્યા છે, આગળના બ્રેકવાનના ડબામા રેલવે અમલદારો તથા ટ્રેનની સાથે જનારી પોલીસની ટુકડીની ગોઠવણ હતી. ટ્રેન સહીસલામત રીતે દોડે તેની ખાસ સભાળ રાખનારાઓ પણ સાથે હતા. પાછળના બ્રેકવાનના ડબામા દેશી ડાક્ટર, પોસ્ટ માસ્તર તથા નોકર ચાકરો વગેરે હતા. સાથે સામાન

રાખવાનો ભાગ તથા ગાર્ડની બેઠક પણ છે. આખી ટ્રેનમાં બારીઓમા કાચ જડવામા આવ્યા છે અને તેની સાથેવા-ળાની જાળી પણ રાખવામાં આવી છે આ બધી બારીઓ એવી સફાઇથી ગોઠવી છે કે જરા વારમા તે ઉઘાડી તથા બીડી શકાય.

આ સ્પેશીયલ ટ્રેન જે વીકટોરીયા ટરમીનસ સ્ટેશનથી ઉપડી પરેલ ને દાદરના જકશન ઉપરથી બી૦ બી૦ અને સી૦ આઇ૦ રેલ્વેના દાદરના ઉપરથી જનાર હોવાથી ટ્રેનને વડોદરા રેલ્વેનુ નવું એન્જીન જોડવામા આવ્યુ હતું અને તે ઉપર શહેનશાહનુ તાજ મારવામા આવ્યુ હતુ

ટ્રેન સાથે બી૦ બી૦ સી૦ આઇ૦ રેલ્વેનો એજન્ટ મેજર શેની અને ત્રાફીક જનરલ મેનેજર મી૦ હેનસન ગયા હતા, જ્યારે લોકો મોટીવ સુપ્રીન્ટેન્ડન્ટ એન્જીનના ચાર્જમા હતો. ખાસ ટ્રેન ઉપડે તેની પા કલાક આગમચ એક પાઇલટ એન્જીનને દોડાવવામા આવ્યુ હતુ ટ્રેનની સાથે રેલ્વે પોલીસ ઇન્સ્પેકટર, એક પોલીસ સારજન્ટ, ચાર કોન્સ્ટેબલો હથિયાર સાથે ગયા હતા

આખી રેલ્વે લાઇન ઉપર પોલીસનો સખ્ત પેહેરા રાખવામા આવ્યો હતો

આખી સડક પર મમાલ્ચીઓની મોટી ફોજ રાતની વખતે ખાસ રાખવાની ગોઠવણ કરવામા આવી હતી.

## દિલ્હી ખાતે ના શહેનશાહ અને શહેનશાહ બાનુની પધરામણી.

તા ૭ મીએ સંહવારે બરાબર દસ વાગના એક ગજા-વર એનજીન નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુની

ટ્રેનને ધીમે ધીમે પ્લેટફોરમ ઉપર લઇ આવતાં વાર હા-જર રહેલાઓના ચહેરા ઉપર હર્ષનો એક નવોજ પડદો પડયો. આ વખતે રૂતુ પણ બહુ સારી હતી. પહેલા ના-મદાર શહેનશાહ ટ્રેનમાથી નીચે ઉતર્યા હતા. તે નામદારે પોતાનો લશ્કરી પોશાક પહેર્યો હતો તેના ઉપર સ્ટાર ઓફ ઇન્ડીઆની પટી લગાવેલી હતી નામદાર શહેનશાહ-બાનુએ સફેત સેટીનનો પોશાક પહેર્યો હતો જેના ઉપર ફુવારાની ધાર, ગુનાબના ફુલ અને ભુરા ધનુષની નકશી કરવામા આવી હતી. તેમજ ઓર્ડર ઓફ ધી કારટર, ક્રાઉન ઓફ ઇન્ડીઆ અને હીરાનો બરૂચ લટકાવવામાં આવ્યા હતા માથે ટોપી સફેદ ઘાસ અને ભુરા પીછાવાળી પેહેરી હતી

નામદાર વાઇસરોય અને લેડી હારડીંગે તે નામદારોને સ્વાગત કીધા તે વખતે આખુ સ્ટેશન ખુશાલીના અવા-જોથી ગાજી રહ્યુ હતું નામદાર વાઇસરોયના પુત્રી ઓનરે-બલ ડાયમંડ હારડીંગે નામદાર શહેનશાહબાનુને સુદર ફુ-લોનો એક ગજરો ભેટ કીધો હતો ગાર્ડ ઓનર્સ પલટણે હથીઆર નમાવીને તેમજ હાજર રહેલા બેન્ડે સુદર સરોદે રાજગીત ગાઇને તે નામદારોની પધરામણી જાહેર કરવાને સલામતીની ૧૦૧ તોપો ફોડવામા આવી હતી જે સાંભળ-તાજ શહેરમા ચારે તરફ એકઠા થયલા હજારો આતુર લોકો આનંદવશ બની ગયા હતા એતોપો ૩૪, ૩૩ અને ૩૪ એમ ત્રણ આતરે ફોડવામા આવી હતી અને દરેક આતરે ખુ-શાલીનો એક બાર કરવામા આવ્યો હતો.

એ પછી નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુને ખાસ ઉભા કરવામા આવેલા મડપમા લઈ જઈ નામદાર

વાઇસરોયે પોતાના હીંદી ઓધેદારો સાથે ઓળખ કરાવી મોટા અમલદારોની મુલાકાત કરાવી હતી.

તે બાદ નામદાર શહેનશાહે નામદાર વાઇસરોય તથા હીંદી સેનાધીપતી સાથે ફરીને ગાર્ડ ઓફ ઓનરની ટુકડીની તપાસ કરી હતી. જે પછી નામદાર શહેનશાહ નામદાર શહેનશાહબાનુ અને બીજાઓ સ્ટેશનથી નીકળી સલીમગઢ કીલામાં થઇને રીસેપશન માટે ઉભા કરવામા આવેલા તબુમા ગયા હતા. દેશી રાજકર્તાઓ હાજર રહ્યા હતા. કીલામાં પેસતાજ બાદશાહી વાવટો કાઠી ઉપર ચડાવવામા આવ્યો હતો. અને ૧૫મી રજપુત પલટણની ગાર્ડ ઓફ ઓનરસની ટુકડીએ હથીઆર નમાવી તે નામદારોને આવકાર આપ્યો હતો. અત્રે નામદાર શહેનશાહને એક પછી એક દેશી રાજકર્તાની ઓળખ કરાવવામા આવી હતી, જેમાં પહેલા નામદાર નીઝામ અને તે પછી નામદાર મહારાજા ગાયકવાડ, માઇસોરના નામદાર મહારાજા, કાશ્મીરના મહારાજા, મહારાજા સીંધીયા તથા ઉદેપુરના મહારાજા રાજા અને તે પછી બીજા રાજાઓ આવ્યા હતા.

એ કામ ખલાસ થયા બાદ બાદશાહી સરઘસની તૈયારી કરવામા આવી હતી. નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ જે સરઘસની મધ્યમા હતા સઘળે રસ્તે લશ્કર હારબધ ગોઠવઈ રહ્યુ હતુ દીલ્હી દરવાજામાથી પસાર થઇને ખાસ રોડ ઉપરથી સરઘસ ચાલ્યુ તે વખતે બેઉ બાજુએ ઉભેલા ટોળાબધ લોકોએ ના. શહેનશાહ અને શહેનશાહબાનુને ખુશાલીના જોમભેર પોકારોથી વધાવી લીધાં હતાં. ના. શહેનશાહ ઘોડા ઉપર સ્વાર થઈ ચાલતા હતા; તે દેખાવ લોકોનાં મન ઉપર બહુજ ઊંડી અસર કરતો હતો.

સરઘસની આગળ પંજાબ પોલીસનો ઇન્સ્પેક્ટર જનરલ મિ. લીટેન્ચ ચાલતો હતો, જેની પુંઠે પહેલી ડ્રગુન ગાર્ડસ પલટણ, સેનાધિપતીનો રસાલો વગેરે લશ્કરી ટુકડીઓ ચાલતી હતી એ પછી નામદાર વાઇસરોયના બોડીગાર્ડ, ના- વાઇસરાયનો રસાલો પસાર થતા ના. હીંદી સેનાધિપતિ સર ઓમુર ક્રીગ અને ના. ડયુક ઓફ ટેક ના. શહેનશા- આગળ ઘોડેસ્વાર થઇને ચાલતા નજરે પડતા હતા ના- મદાર શહેનશાહની પાછળ લોર્ડ હારડીંગ અને લોર્ડ ક્રુ ઘોડા ઉપર સ્વાર થઇને ચાલતા હતા ના શહેનશાહબાનુની ગાડી ના. શહેનશાહના ઘોડાની ડાબી બાજુએ ચાલતી હતી કોટમાથી સરઘસ બહાર નીકળતાજ સલામતીની ૧૦૧ તોપ ફોડવામા આવી હતી, અને દેશી રાજવંશીઓએ સરઘસમા જોડાઇ પોતપોતાને માટે નક્કી કરેલી જગા લઇ લીધી હતી

## બ્રિટિશ હીંદના રહેવાસીઓ તરફનું

## માનપત્ર.

ખાસરોડથી નીકળી જુમામસજીતની પ્રદક્ષીણા કરીને એસ્પલેનેડ રોડ, ચાદનીચોક, ફતેહપુર બજાર, કવીન્સરોડ, કવીન બ્રીજ, મોરીગેટ, બોરચર્ડરોડ, રાજપુરરોડ, અને ઓબરનીરોડ ઉપર ફરીને સરઘસ રીજ ખાતે પહોચ્યુ ત્યારે હીંદી સરકારની ધારાસભાના સભાસદો બ્રીટીશ હીંદના પ્રતિનિધિઓ તરીકે ત્યા ઉભેલા હતા તેઓ તરફથી ના શહેનશાહ અને શહેનશાહબાનુને એક માનપત્ર એનાયત કરવામા આવ્યુ હતુ એ માનપત્ર હીંદી સરકારની ધારાસભાના ઉપપ્રમુખ ઓનરેબલ મી. જેન્કીન્સે નીચે પ્રમાણે વાચી સંભળાવ્યુ હતું —

બ્રીટીશ હીંદના લોકો તરફથી અમો હીંદી સરકારની ધારાસભાના સભાસદો પુરતા માન સાથે તમો નામદારોને ખરા દીલનો આવકાર આપીએ છીએ. ઇતીહાસીક બનાવોની યાદગીરીથી ભરપુર આ પુરાણા શહેરમા આખા હીંદના રાજકર્તા તરીકે હાજરી આપનાર પહેલા શહેનશાહ તરીકે અમો તમો નામદારને આવકાર આપીએ છીએ. ઘણા પ્રખ્યાત રાજા તથા શેહેનશાહો અત્રે દોરદમામથી રહ્યા છે, જેઓની આગલી કીર્તીની હજુ ઉભી રહેલી ઉમદા યાદગીરીઓ તેઓની મોટાઇની ગવાહી પુરે છે તે છતા તેઓ માનો સર્વથી મહાન સત્તા ધરાવનાર પણ તમો નામદારના અમલ હેઠળ જે બહોળો વીસ્તાર છે તેવા બહોળા વીસ્તાર ઉપર એકલો રાજ ચલાવતો હતો નહી. હીંદી તવારીખના તરેહવાર ફેરબદલ થતા દેખાવોમા તમો નામદારની અત્રેની હાજરી આગળ કદી નહી બનેલા એક બનાવ જેવી છે અને તે હમેશા યાદગાર રહી જશે પોતાના રાજકર્તા તરફની વફાદારી તે મહાન ફીલસુફો અને ધાર્મીક ફરમાન આપનારાઓ તરફથી પુરાણા વખતથી હીંદીઓના મગજમા ઠસાવવામા આવેલો હીંદીઓનો ખાસ સદગુણ છે અને તમો નામદારની બહોળી સલતનતમા તમો નામદાર બ્રીટીશ હીંદના રહેવાસીઓ કરતા વધુ વફાદાર અને આભારી પ્રજા કોયે જોઈ શકશો નહી હીંદી શહેનશાહતમા તરેહવાર ભાષા બોલતી અને જુદા જુદા ધર્મો પાળતી ઘણી જાતો વસે છે પણ હીમાચળ પર્વતની બરફની ગોદથી તે દતકથામા વર્ણવેલ રામેશ્વર સુધી તેમજ પશ્ચીમ તરફની પહાડોની હારોથી તે ચીન અને સીઆમની સરહદો સુધી તેઓ બધા તમો નામદારના તખ્ત અને તાજ તરફ વફાદારી અને જાનફેશાની ધરાવે છે તથા અમો વચ્ચે તમો નામદારના

ટુંક વખતની દરમ્યાન ખુશાલી અને મગરૂરીની અમારી જે લાગણી જાહેર કરવાની અમો કોશેશ કરીએ છીએ તે આ દેશના દરેક મોટા શહેર અને ગામડામા અત્રે કરતાં ઓછો ધોરદમામ તથા ક્રીયાથી પણ તેટલાજ ઉત્સાહથી પ્રદર્શીત કરવામા આવશે તમો નામદારના આવ્યાથી અમને જે ખુશાલી ઉપજી છે તેમા નામદાર શહેનશાહબાનુના આવ્યાથી મોટો વધારો થયો છે, જે નામદારને અમારા રાજકર્તાના નમુનેદાર ધણીઆણી તરીકેજ નહી પણ હીંદમા સર્વેથી મોટુ માન ધરાવનાર અને બધા હીંદીઓના દીલમાં વહાલાં થઈ પડેલા તરીકે આવકાર આપીએ છીએ. અમો દોઆ ગુજારીયે છીએ કે તમો નામદાર તનદરોસ્ત, સુખ અને લાંબા આયુષ્ય ભોગવો અને અમો ખાહેશ રાખીએ છીએ કે તમો નામદારના લાભકારક અમલમા હીંદી શહેનશાહત સુલેહ, આબાદી અને સંતોષના માર્ગમા મક્કમપણે આગળ વધતું રહે. અમારી ખાત્રી છે કે તમો નામદારો પોતે પણ એવીજ ઉમેદ ધરાવો છો

## નામદાર શહેનશાહે આપેલો જવાબ

નામદાર શહેનશાહે માનપત્રનો જવાબ નીચે પ્રમાણેનો આપવાની મહેરબાની કરી હતી —

શહેનશાહબાનુ અને મારી તરફથી તમારા વફાદારી ભરેલા અને ભક્તીભાવ દર્શાવનારા માનપત્ર માટે હુ તમારો અંતઃકરણથી આભાર માનુ છુ તેમાના શબ્દોએ અમારા ઉપર ઉંડી અસર કરી છે ઈગ્લંડમાના અમારા રાજ્યાભીષેકના પ્રસંગે અમારી સલતનતના સઘળા ભાગો જોડે હીંદ તરફથી માયા અને ભક્તીભાવ બતાવનારા જે અસંખ્ય સંદેશા અમોને મુબારકબાદી ઇચ્છવાને મળ્યા હતા, અને

હીંદમાં અમેઆવ્યા પછી મારી હીંદી પ્રજાના સઘળા વર્ગો અને ધર્મ પાળનારાઓ તરફથી ફરીથી અમને પોહોચાડવામાં આવ્યા છે–તેની આ શબ્દો અમને યાદ કરાવે છે. મારા ગવર્નર જનરલ તરફથી મે જાણ્યુ છે કે તેની ધારાસભામાના બ્રીટીશ હીંદુસ્તાનની પ્રજાના ચુટી કહાડેલા પ્રતીનીધીઓના ડહાપણુ ભરેલા અનુભવ માહફતે તેને જોર અને ટેકો મળતો રહ્યો છે.

હીંદની પ્રજા તરફથી જે આવકાર તમો અમને આપો છો તેની હુ ઘણી કદર કરૂ છુ ખાતરી રાખજો કે તમારા માનપત્રના શબ્દોમા બોલુ તો "હીંદી શેહેનશાહત સુખેહ, આબાદી અને સતોષના માર્ગ ઉપર મકમપણે આગળ વધે" એ કરતા બીજી કોઇ ખાહેશ અમને વધારે વહાલી નથી.

એ પછી સરઘસ બાદશાહી છાવણી તરફ આગળ વધી બપોરે બરાબર મધ્યાનહ કાળે ત્યા જઈ પુગ્યુ હતું

સરઘસનો દેખાવ ઘણોજ ભવ્ય હતો અને આખે રસ્તેથી તે કોઇપણ જાતની ખલેલ વગર પસાર થયુ હતું.

નામદાર શેહેનશાહ અને શેહેનશાહબાનુ બાદશાહી છાવણી ખાતે જઇ પુગતાજ બાદશાહી વાવટો કાઠી ઉપર ચડાવવામા આવ્યો હતો. ગાર્ડ ઓફ ઓનર્સની ટુકડી તે વખતે મફ સમારી ઉભેલી હતી તેણે તે નામદારોને હથીઆરો નમાવીને માન આપ્યુ હતું.

## દિલ્હીમાં નામદાર શહેનશાહની પધરામણી પ્રસંગે ગોઠવાયેલ સરઘસ.

નામદાર શહેનશાહ બહાદુરનુ સરઘસ રીડજપરના પેલેસીપનમા થઇને નામદાર શહેનશાહની કૅમ્પમા જતાં સર-

કારી અમલદારો તથા દેશી રાજાઓનું સરઘસ ઘણુંજ ખેંચાણ કારક હતું કે જેવું સરઘસ ભાગ્યેજ કોઈ વખત જોવામાં આવ્યુ હતું. જે નીચે પ્રમાણે હતું.

મોટા અમલદારોનું સરઘસ—"એ."

પંજાબની પોલીસના એક ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ.
મધ્ય પ્રાંતોના ચીફ કમીસનર અને તેમનો એસકોર્ટ.
યુનાઇટેડ પ્રાંતોના લેફ્ટેનેન્ટ ગવર્નર અને તેમનો એસકોર્ટ.
પૂર્વ બંગાળ તથા આસામના લેફ્ટેનેન્ટ ગવર્નર અને તેમનો એસકોર્ટ.

બરમાના લેફ્ટેનેન્ટ ગવર્નર અને તેમનો એસકોર્ટ.
બંગાળાના લેફ્ટેનેન્ટ ગવર્નર અને તેમનો એસકોર્ટ.
પંજાબના લેફ્ટેનેન્ટ ગવર્નર અને તેમનો એસકોર્ટ.
મદ્રાસના ગવર્નર અને તેમનો રસાલો તથા બોડીગાર્ડ.
મુંબાઈના ગવર્નર અને તેમનો રસાલો તથા બોડીગાર્ડ.

બાદશાહી સરઘસ—"બી"

પંજાબની પોલીસના ઇન્સ્પેકટર જનરલ.
આરમીહેડ-ક્વાર્ટર્સનો એક અમલદાર.
એક બ્રીટીશ ઘોડેસ્વાર પલટણ.
રોયલ હોર્સ આર્ટીલરીની એક બેટરી.
એસકોર્ટ સ્ટાફ.
આરમી હેડક્વાર્ટર્સ સ્ટાફ.
નામદાર કમાન્ડર ઇનચીફનો સ્ટાફ.
હીંદી રણસીંગડાં ફુંકનારાઓ.
દિલ્હીનો હેરલ્ડ.
બૉડીગાર્ડ.

ગવર્નર જનરલનો સ્ટાફ નામદાર શહેનશાહનો સ્ટાફ અને પરબારના અધીકારીઓ નીચલા અનુક્રમે.

૨ વધારાના એડીકેમ્પ.

૨ વધારાના એડીકેમ્પ અને તેમની વચ્ચે એક બીજો અધીકારી.

૨ અધીકારીઓ અને તેઓની વચમાં ૧ ઓનરેરી હિંદી એડીકેમ્પ.

૧ ઓનરેરી હિંદી એડીકેમ્પ અને ૨ બીજા એડીકેમ્પ.

૧ એડીકેમ્પ. ૧ ખાસદાર અને ૨ ટનમર્ગવાળા નામદાર પ્રીન્સ જ્યોર્જ.

૩ ખાસદાર

બ્રીગેડીઅર જનરલ આર. ઇ. ગ્રીવસ્ટન એડીકેમ્પ જનરલ તથા લેફટેનેન્ટ જનરલ સર હોરેસ. સ્મીથ દોરીઅન. સર હેનરી મેકમેહોન લોર્ડ એનેલી તથા લોર્ડ સ્ટેમફોરધમ.

બીકાનેર તથા ગ્વાલીયરના મહારાજા.

બોડીગાર્ડ.

ધરખટલાના ઘોડેસ્વાર હજુરીઆઓ.

કમાન્ડરઇન–ચીફ તથા નામદાર ડયુક ઓફટેક ૨ ખાસદાર.

**નામદાર શાહેનશાહ**—( ઘોડેસ્વાર ) મારકવીસ ઓફ ક્રુ તથા નામદાર ગવરનર જનરલ. ૨ બાદશાહી ગરૂમ.

**નામદાર શહેનશાહ બાનુ**—( ડચેસ ઓફ ડેવનશાયર તથા અર્લ ઓફ ડરહામ સાથે એકજ ગાડીમાં ) લેફટેનેન્ટ એચ. ડી વોટસન તથા મેજર જનરલ સર સ્ટુઅર્ટ બીટસન

બોડીગાર્ડનો કમાન્ડર નામદાર રાણીની જમણી બાજુએ અને ઇમપીરીયલ કેડેટ્કોરનો ઓનરેરી કમાન્ડર ડાબી બાજુએ ઘોડેસ્વાર ઇમપીરીયલ કેડેટકોર.

## બીજી ગાડી.

નામદાર લેડી હારડીંગ અર્લ ઓફ ગેઇટસમરી તથા એડીકેમ્પ

## ત્રીજી ગાડી.

કાઉનટેસ ઓફ શેફટસબરી. ઓનરેબલ વેનીશીઆ બેરીંગ મી જે એચ ડુ બોલે.

## ચોથી ગાડી.

મી એફ. એચ ડયુકાસ. સર જેમ્સ. ડનલોપસ્મીથ. રીઅર એડમીરલ સર કોલીન કેપલ.

## પાંચમી ગાડી.

લેફટેનેન્ટ કર્નલ. બર્ડ. આ જે. ફોરટેસકયુ. સર આર. હેવલોક ચાર્લસ એસકોર્ટની હિંદી ઘોડેસ્વાર પલટણ.

આ સરઘસમાં નામદાર શહેનશાહ ઘોડા ઉપર સવાર થયા હતા અને તેમની પાછળ નામદાર વાઇસરાય અને હીંદી વજીર લોર્ડ ક્રુ જોડા જોડમા ઘોડેસ્વાર થયલા હતા.

## દેશી રાજાનું સરઘસ.

જે રાજાઓ શહેનશાહના એડીકમ્પો છે તેમણે સ્ટાફ સાથે ઘોડેસ્વારી લીધી હતી અને બાકીના રાજાઓનો અનુક્રમ નીચે મુજબ હતો.

પોલીસનો એક ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ હૈદ્રાબાદના નામદાર નીઝામ હૈદ્રાબાદના રેસીડેન્ટ તેમના એસકોટ સાથે. વડોદરાના નામદાર ગાયકવાડ વડોદરાના રેસીડેન્ટ તેમના એસકોટ સાથે મહીસુરના નામદાર મહારાજા મહીસુરના રેસીડેન્ટ અને તેમના એસકોટ સાથે કાસમીરના નામદાર મહારાજા કાશ્મીરના રેસીડેન્ટ અને તેમના એસકોટ સાથે રજપુતાનાના રાજાઓ તેઓના પોલીટીકલ અમલદારો અને એસકોર્ટો સાથે. તેમા ગવર્નર જનરલના એજન્ટ આગેવાન રાજા સાથે. મધ્ય હિંદુસ્તાનના રાજાઓ તેઓના પોલીટીકલ અમલદારો અને એસકોર્ટ સાથે. ગવર્નર જનરલના એજંટ આગેવાન રાજા સાથે રહ્યા હતા. મદ્રાસના રાજાઓ તેઓના

પોલીટીકલ અમલદારો અને એસકોર્ટ સાથે મુંબાઇના રાજાઓ તેઓના પોલીટીકલ અમલદારો અને એસકોર્ટ સાથે. પંજાબના રાજાઓ તેઓના પોલીટીકલ અમલદારો અને એસકોર્ટ સાથે. બલુચીસ્તાનના રાજાઓ તેઓના પોલીટીકલ અમલદારો અને એસકોર્ટ સાથે, તેમા ગવર્નર જનરલના એજન્ટ અને ચીફ કમીશનર આગેવાન રાજા સાથે ભુતાન અને સીકીમના મહારાજાઓ તેઓના પોલીટીકલ અમલદારો અને એસકોર્ટ સાથે. વાવ્ય સરહદના પ્રાંતના રાજાઓ તેઓના એસકોર્ટો સાથે ચીફ કમીશનર તથા ગવર્નર જનરલના એજંટ યુનાઇટેડ પ્રાંતો, બંગાળા, પુર્વ બંગાળા, આસામ, મધ્ય પ્રાંતો અને બરમાના રાજાઓ પોતપોતાના પોલીટીકલ અમલદારો અને તેમના એસકોટ સાથે. એક હિંદી ઘોડેસ્વાર પલટણ.

બાદશાહી સ્વારી હિંદમા પધારતી વખતે એવો પ્રશ્ન થયો હતો કે હિંદી વજીર બાદશાહી સ્વારી સાથે ઇગ્લાંડથી હિંદ આવવાના છે જે બનાવ પહેલવહેલો છે તેથી દિલ્હીના બાદશાહી સરઘસ પ્રસંગે નામદાર શહેનશાહની પાછળ હિંદી વજીર ચાલે કે નામદાર વાઇસરોય ચાલે એ બાબતનો ખુલાસો એવો થયો હતો કે ઇગ્લાંડમા હિંદી વજીરનો ઓધો મોટો છે પરંતુ હિંદુસ્તાનમાં વાઇસરોયનો ઓધો મોટો ગણાય જેથી નામદાર શહેનશાહની પાછળ વાઇસરોય અને તેમની પછી હિંદી વજીર હુકમે ચાલવુ તે પ્રમાણે આ સરઘસમા ગોઠવણી થઈ હતી

---

## નામદાર શહેનશાહ તરફનો રીશેપસનનો મેલાવડો.

નામદાર શહેનશાહ બહાદુરે તા ૭-૧૨-૧૧ ના રોજ બપોર પછી પાછલા પોહોરે રીશેપશનના કુસાદે અને બ·

ભકા ભર્યા તંબુમાં હીંદના દેશી રાજાઓનો રીશેપસનનો મેલાવડો કર્યો હતો. ઓડયંસ ચેમબરમાં એક પછી એક માનવંત દેશી રાજ્યકર્તાને ઘટતી બાદશાહી અદબ સાથે લઇ જવામાં આવ્યા હતા, અને ત્યાં તેઓની નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા સાથે ઓલખ કરાવવામાં આવી હતી

આ મહાન મેલાવડા પ્રસંગે નામદાર શહેનશાહે પણ દમામદાર પોશાક પહેર્યો હતો તેની સાથે દેશી રાજવંશીઓનો ભપકા ભર્યો પોશાક પણ સર્વેનું ભારે ધ્યાન ખેંચી રહ્યો હતો. આ મેલાવડામાં નીચલા દેશી રાજકર્તાઓ સાથે નામદાર શહેનશાહે મુલાકાત લીધી હતીઃ—

નામદાર હૈદરાબાદના નીઝામ. નામદાર વડોદરાના ગાયકવાડ. નામદાર મહીસુરના મહારાજા. નામદાર ઉદેપુરના મહારાણા. નામદાર જેપુરના મહારાજા નામદાર જોધપુરના મહારાજા. નામદાર ઇંદોરના મહારાજા નામદાર ત્રાવણકોરના મહારાજા. નામદાર કાસ્મીરના મહારાજા નામદાર ગ્વાલીયરના મહારાજા. નામદાર ઓરચાના મહારાજા નામદાર કોચીનના મહારાજા. નામદાર ભોપાળના બેગમ નામદાર જુનાગના મહારાજા. બુંદીના મહારાજા બીકાનેરના મહારાજા કોટાના મહારાજા. કીસનગઢના મહારાજા ભરતપુરના મહારાજા જેસલમેરના મહારાજા. અલવરના મહારાજા ધોલપુરના મહારાજા. સીરોહીના મહારાજા ડુંગરપુરના મહારાવળ. કોલ્હાપુરના છત્રપતી મહારાજા. કચ્છના રાવ. ઇડરના મહારાજા. ખેરપુરના મીર. ધારના રાજા. દેવાસના સીનીયર રાજા. દેવાસના જુનીયર રાજા. નભાના રાજા. ભાવલપુરના રાજા. ત્રીપ્રીમના મહારાજા ખીલાતના ખાન.

આ મહાન ક્રીયા પ્રસંગે રૅાયલઅર્કશાયર રેજીમેન્ટ અને ૧૫ મી રજપુત પલટણ રીસેપશનના ભવ્ય મંડપ આગળ ઘોડેસ્વાર થઇ લશ્કરી ઠાઠમાઠ સાથે ખડી રહી હતી.

ઉદેપુરના સૂર્યવંશી મહારાજાને નામદાર શહેનશાહના સ્ટાફમા રૂલીંગ ચીફ ઇનવેટીંગના ઓધાનું માન આપવામાં આવ્યુ હતું.

## બાદશાહી ડીનર પારટી.

તા ૮ મી ડીસેમ્બરે દિલ્હીમા નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ તરફથી બાદશાહી ખાણું આપવામાં આવ્યું હતું. આ ખાણા ઉપર વડી ધારાસભાના ઘણાક બીન સરકારી સભાસદોને પણ બીજાઓ સાથે બીરાજવાનું માન મળ્યુ હતું ખાણાની ટેબલ તથા હોલને ભારે શણગારવામાં આવ્યો હતો આ ખાણા ઉપર બાદશાહી જોડા તથા પરોણા તરીકે બીરાજેલા સખ્યાબધ યુરોપીઅન અને બીજાઓમા હિંદના નીચે લખ્યા માનવતા પરોણા પણ હતા.

નામદાર વાઇસરાય લોર્ડ હારડીંજ અને લેડી હારડીંજ આરથર લોલી અને લેડી લોલી અરલ અને કાઉટેસ ઓફ સેફટન.

લોર્ડ એલીગટન તથા પારસી અને મોહમેદન પરોણા ઉપરાત નીચેના દેશી રાજાઓ તથા સદ્ગૃહસ્થો હતા.

નામદાર જામ ધ્રાગધરાના મહારાજા રાજપીપળાના રાજા. રાધનપુરના નવાબ ગોંડલના ઠાકોર સાહેબ અને રાણી. જંજીરાના નવાબ ઓ. મી. ચીટનવીસ ઓ. મર. વીઠુલદાસ દામોદરદાસ ઠાકરસી ઓ મી. જી કે ગોખલે ઓ. રા. બા મધોલકર. છોટાઉદેપુરના મહારાજા બારીયાના રાજા. વાકાનેરના રાજા. સચીનના નવાબ લીંમડીના ઠાકોર.

આ ખાણા ઉપર બીરાજેલા ગ્રહસ્થો તથા બાનુઓનો ભપકાબધ પોષાક તથા કિંમતી ઝવેરાત સર્વેનું ભારે ધ્યાન ખેંચી રહ્યું હતું. પારસી બાનુમા એકલા મીસીસ દાદાભાઈ નામના બાઇએ આ ખાણા ઉપર ભાગ લીધો હતો તેમનો પારસી પોષાક વિશેષ ધ્યાન ખેંચતો હતો.

## પુરાણી જગાની મુલાકાત બંદગી અને બાવલુ ખુલ્લુ મુકવાની ક્રીયા

નામદાર મર્હુમ શહેનશાહ સાતમા એડવર્ડનું બાવલુ દિલ્લીમા ખુલ્લુ મુકવાની ક્રીયા નામદાર શહેનશાહે કરી હતી જે પ્રસગના ભવ્ય મેળાવડામા નામદાર વાઇસરોય લોર્ડ હારડીંજે ભાષણ કર્યું હતું અને નામદાર શહેનશાહને બાવલુ ખુલ્લુ મેલવા વિનતી કરી હતી. નામદાર શહેનશાહે જવાબમા એક અસરકારક ઘણીજ છટાવી ભાષણ કરી બાવલુ ખુલ્લુ મુકયાનું જાહેર કર્યું હતું.

બાદશાહી જોડુ પુરાણી જગાઓ જોવા પધાર્યું હતું અને કુતુબમીનારો, નીઝામુદ્દીનની કબર અને જોવા લાયક જગાઓની મુલાકાત લીધી હતી. રવિવાર તા. ૯ મીના રોજ નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનુ દેવળમાં ગયેલી ખાસ બદગીમા હાજર રહ્યા હતાં. તે વેળા સ્ટેટ ચરચ પરેડ થઈ હતી જેમા આઠ હજાર લસ્કર અને પાંચસો સીવીલીયનને હાજરી આપી હતી લાહોરના બીસપે બદગીની ક્રીયા કરી હતી જ્યારે મદ્રાસના બીસપે ઉપદેસ આપ્યો હતો. બેન્ડના સરોદા સાથે સ્તોત્રો, પ્રાર્થનાઓ વગેરે ગાવામાં આવ્યા હતા

## નામદાર શહેનશાહ માટે કરવામાં આવેલી ભક્તિ નીચે મુજબ છે.

ઓ પરમાત્મા, તુ કે જે તારી અથુહદ શક્તીથી તારી

ખલકને પાળે છે અને તારી ખલકપર પ્યારથી રાજ ચલાવે છે તે તું તારા નોકર રાજા જ્યોર્જને આશીર્વાદ આપવાની મહેરબાની કર કે જેથી આ શહેનશાત તેનાથી ખુશીશાળી રીતે ચલાવાય અને તું પરમાત્માનું દેવળ તારી તરફ ઇશ્વરી શક્તીથી સેવા એદા કરે. આ પણ બક્ષેશ કે જેથી ના૦ રાજા તારા ભલાં કામો કરવામા મચ્યો રહે. બક્ષેશ કર કે તેના પર તારી રાહતુભાઇ ઉતરે અને તે ઇસુ ખ્રીસ્તના જાવેદાનીના રાજ્યમા દાખલ થાય કે જે ઇસુ ખ્રીસ્ત તારો દીકરો રૂને અમારો માલેક છે અને જે પવીત્ર ખુધી ભેગો તારી સાથે રહે છે તથા રાજ કરે છે જાણે કે તમો ત્રણ એકજ હો, અને તમો ત્રણે ભેગા જાવેદાનાની દુન્યા બની રહ્યા હો.

---

## પ્રકરણ ૭ મું.

### દિલ્હીમાં રાજ્યા રોહણ દરબાર.



હિંદના નામદાર શહેનશાહ જ્યોર્જ પાચમા અને નામદાર શહેનશાહબાનુ રાણી મેરીનો વિધિ પૂર્વક રાજ્યાભિષેક લંડન ખાતે તા. ૨૨ મી જુન સને ૧૯૧૧ ના રોજ થયો હતો. તે રાજ્યાભિષેકનો મહોત્સવ દિલ્હી ખાતે બાદશાહી દરબાર ભરી ઉજવવા માટે તા. ૧૨ મી ડિસેમ્બર સને ૧૯૧૧ નો દિવસ નક્કી કરવામા આવ્યો હતો.

તે મુજબ નામદાર શહેનશાહ બહાદુરે જાતે હિંદમાં પધારી ઉપલા દિવસે દિલ્હી શહેરમા બાદશાહી દરબાર ભર્યો હતો. આ દરબાર એવા દમામદાર ઠાઠથી ભરવામાં આવ્યો હતો અને તે મહોત્સવ એવા ઉમંગ તથા ઠાઠથી ઉજવવામાં આવ્યો હતો કે તેવો દમામદાર ઠાઠ આગળ કદીપણ થયેલ નહિ હશે અને તા. ૧૨ મી ડિસેમ્બરનો દિવસ જગતના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરે આલેખેલા રહેશે.

નામદાર શહેનશાહ બહાદુર સિંહાસના રૂઢ થયા પછી દરબારી શમિયાનામાથી મલેક મુઆઝમ આલીજાહાં પાચમા જ્યોર્જે પોતાની દરબારમાં આ પ્રમાણે સિંહાસન-પરથી ભાષણ કર્યું હતું —

## નામદાર શહેનશાહનું ભાષણ.

અહીંયા હુ તમારી વચમા આભાર અને સમાધાનની મનોવૃત્તિથી પ્રેરાઇને ઉભો છું. સમ્રાજ્ઞી અને મને પોતાને ચાલુ વર્ષ મહાન ક્રિયાઓનું અને અસાધારણ, જો કે આનંદદાયી કામના બોજાવાળું થયુ છે; પરંતુ સમય અને છેટું છતા હિંદની અમારી છેલ્લી મુલાકાતના આભારયુક્ત સ્મરણે, જે ભૂમિને અમે તે વેળાએ ચાહતાં શીખ્યા હતાં તે ભૂમિ પ્રતિ અમને પાછા આકર્ષ્યા છે અને જે ભૂમિમાં અમે અદ્યાપિ પૂર્વે એક ગૃહને યોગ્ય માયા મેળવી હતી તે ભૂમિની પુન મુલાકાત લેવાને ઉત્કૃષ્ટ આશાએ અમે અમારી લાંબી મુસાફરીએ નીકળ્યા. તેમ કરવામાં ૨૨ મી જુનને દિવસે વેસ્ટ મિન્સ્ટર આબીમા, જ્યારે ઇશ્વરની કૃપાથી મારા પૂર્વજોનું તાજ મારા શિરપર ધાર્મિક રીતિએ અને પ્રાચીન પદ્ધતિએ મુકવામા આવ્યુ, ત્યારે મારા રાજ્યારોહણની ઉજવાયલી ક્રિયા સ્વમુખે તમને જણાવવાની

જે ઇચ્છા અમારા ગયા જુલાઈ મહીનાના સદેશામા જાહેર કરી હતી તે અમે પૂર્ણ કરી છે. સમ્રાજ્ઞી સાથની મારી હાજરીથી હિદના રાજ્યભક્ત રાજારજવાડા અને શ્રદ્ધાળુ લોકો માટે અમારો સ્નેહ મમતા અને હિદી સામ્રાજ્યનું ભલું અને સુખ અમારા અતરને કેટલુ પ્રિય છે તે દર્શાવવાને પણ હું આતુર છુ

વળી મારી એવી ઇચ્છા છે કે, જેઓ રાજ્યાભિષેકની ક્રિયામા ભાગ લેવાને હાજર થઇ શક્યા નથી, તેઓને દિલ્હીમા ઉજવાયલી ક્રિયામા ભાગ લેવાની તક મળવી જોઇએ આ વિશાળ મંડળી અને તેમા મારા ગવરનરો અને વિશ્વાસુ અધિકારી મહત્પદવીવાળા મારા માડલિક રાજાઓ, લોકોના પ્રતિનિધિઓ અને મારા હિન્દી સામ્રાજ્યના સૈનીક બળના ડેપ્યુટેશનોને જોવાથી સમ્રાજ્ઞીને અને મને પોતાને મન પૂર્વક આનદ અને સતોષ થાય છે, સ્વામીભક્તીથી જે સલામી અને વફાદારી તેઓ દર્શાવવાને ઇચ્છે છે તે અતરના સતોષથી હુ પરે સ્વીકારીશ

આ ઐતીહાસીક પ્રસગે સહાનુભૂતિ અને પ્રેમમય શુભેચ્છાની ભાવના, રાજાઓને અને લોકોને મારી સાથે એકત્ર કરે છે તે વીચારથી મારા મનપર ઉડી છાપ પડી છે. આ લાવણીઓના પ્રકાશચિહ્ન તરીકે મારા રાજ્યાભિષેકના પ્રસગને, મારી ખાસ કૃપા-બક્ષીસ અને વિચારની ચોક્કસ છાપ સાથે સ્મરણીય કરવાનો મેં નિશ્ચય કર્યો છે.

છેવટે તમારા હક્ક અને ધર્મોનું રક્ષણ કરવાને મારા સત્પૂજ્ય પૂર્વજોએ વેળા વેળાએ જે અભિવચનો આપ્યા છે તેમનો મારે જાતે પુન સ્વીકાર કરવાની અને તમારા કલ્યાણ, શાતતા, અને સતોષ માટેની મારા અતરની આતુરતા દર્શાવવાની આ તક મળવાથી મને અત્યાનદ

ચાય છે તે પ્રભુની પ્રભુ શક્તિ મારાં પ્રજાજનની સંભાળ રાખો અને તેમના સુખ અને સમૃદ્ધિની અભિવૃદ્ધિ કરવાના મારા પૂર્ણ પ્રયત્નમા સહાય થાઓ

હાજર રહેલા સર્વ માડલિક રાજાઓ અને પ્રજાજનને હું મારા તરફનું પ્રેમપુરઃસર સ્વાગત કરૂછુ.

નામદાર શહેનશાહ બહાદુરનું ભાષણ પુરૂ થતાં નામદાર શહેનશાહને નમન કરવાની ક્રિયા સરૂ થઇ હતી. જે ક્રિયા એક કલાક સુધી ચાલી હતી નેતો દેખાવ અસાધારણ ભવ્ય અને દમામદાર હતો.

નમનની ક્રિયા પુરી થતાં બાદશાહી ઢંઢેરો વાંચવાને દિલ્લીના હેરલ્ડ મેજર જનરલ પીટનને ફરમાવવામાં આવ્યું હતું જે ઉપરથી તેમણે ખુલ્લા સ્વરે ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો તેનું ગુજરાતી ભાષાન્તર નીચે મુજબ હતું.

## મલિક મુઅજમ કૈસરે હિંદનું.

## બાદશાહી જાહેરનામું.

મલિક મુઅઝમના રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવ્યાનું મલિક મુઅઝમના મુલકોમા જાહેર કરવા બાબત.

જ્યૉર્જ, મલિક મુઅઝમ કૈસરે હિંદ.

અમારા બાદશાહી રાજ્યાભિષેકનો મહોત્સવ સર્વ શક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી ઇસવીસન ઓગણીસસો અગીઆરના જુન મહિનાની બાવીસમી તારીખે ઉજવવાનો અમારો ઇરાદો અમે અમારા રાજ્યના પહેલા વર્ષમાં ઇસવીસન ઓગણીસસો દશના જુલાઈ મહિનાની ઓગણીસમી તારીખના તથા નવેંબર મહિનાની સાતમી તારીખના અમારા બાદશાહી જાહેરનામામાં પ્રગટ કરી દર્શાવ્યો હતો.

"અને સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપા તથા અનુગ્રહથી અમે તે મહોત્સવ ગયા જુન મહિનાની તારીખ ૨૨ ને ગુરૂવારને રોજ ઉજવવાને શક્તિમાન થયા હતા;

અને અમારા રાજ્યના પેહેલા વર્ષમા ઇસવીસન ઓગણીસસો અગીઆરના માર્ચ મહીનાની બાવીસમી તારીખના અમારા બાદશાહી જાહેરનામામા અમે એવી અમારી ઇચ્છા જાહેર કરી હતી કે સદરહુ મહોત્સવ ઉપર પ્રમાણે ઉજવ્યાનુ અમારા હિંદી સામ્રાજ્યમાની અમારી સમસ્ત પ્રેમાળ પ્રજાને અમે જાતે જાહેર કરવુ, અને અમારા ગવરનરો, લેફ્ટનન્ટ ગવરનરો તથા અમારા બીજા અમલદારો અને અમારા સરક્ષણ હેઠળનાં દેશી સંસ્થાનોના રાજા રજવાડાઓ, અમીર ઉમરાવો તથા અમારા હિદી સામ્રાજ્યના સઘળા પ્રાંતોના પ્રતિનિધીઓને અમારી હજુરમાં તેડવા.

વાસ્તે, આ અમારા બાદશાહી જાહેરનામાથી સદરહુ મહોત્સવ ઉજવ્યાનું જાહેર કરીએ છીએ, તથા દિલ્હીમાં હાલ એકઠા મળેલા અમારા સઘળા અમલદારોને, રાજા-રજવાડાઓને તથા પ્રજાને અમે શેહેનશાહ તથા મલિકમુઅઝમ તરીકે આવકાર આપીએ છીએ, અને ખાત્રી આપીએ છીએ કે જે હિદી સામ્રાજ્યના કલ્યાણ તથા સમૃદ્ધિ માટે અમે જાયુ કાળજી રાખીએ છીએ અને હમેશ રાખ્યા કરીશું તે સામ્રાજ્ય માટે અમે અગાધ પ્રેમ ધરાવીએ છીએ.

અમારા રાજ્યના બીજા વર્ષમા તારીખ બારમી ડિસેમ્બર ઇસવીસન ઓગણીસસો અગીઆરને રોજ દિલ્હીમાં અમારા દરબારમાથી જાહેર કર્યું

ઇશ્વર મલિક મુઅઝમ કૈસરેહિંદનું રક્ષણ કરો

ઢઢેરો વંચાઇ રહેતા ૧૦૧ તોપો સાથે લશ્કરે હથિઆર નમાવી સલામી આપી હતી અને બેન્ડ વાગ્યું હતું. તે પછી શહેનશાહી નવાજેસનું જાહેરનામુ નામદાર શહેનશાહ બહાદુરની આજ્ઞાથી હિંદના વાઇસરૉય અને ગવરનર જનરલ લૉર્ડ હારડીંજે વાચી સંભળાવ્યુ હતું જેમાં નામદાર શહેનશાહે આપેલી બક્ષીસોનું વર્ણન નીચે મુજબ હતું:—

## શહેનશાહી નવાજેશ.

જે સર્વને આનાથી લાગે વળગે છે તે સર્વેને, મલીક મુઆઝીમ આલીજાહા ખુદાવિંદ પંચમ જ્યોર્જ, જેઓ ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન અને આયર્લૉંડના સંયુક્ત રાજના અને દરિયાપારના બ્રિટીશ મુલકના રાજા, સદ્ધર્મ પ્રપાળક અને હિન્દના રક્ષક છે, તેમની આજ્ઞાથી, આ યશસ્વી અને સ્મરણીય પ્રસંગે જે બક્ષીસો, હકો, મદદો અને લાભો આપવાની મલિક મુઆઝીમ આલીજાહાએ કૃપા કરી ખુશી દર્શાવી છે તે, હુ તેમનો ગવર્નર જનરલ અત્રે'થી જણાવું છુ અને જાહેર કરૂ છુ.

મલિક મુઆઝીમ આલીજાહાંની ઇચ્છા અને ખુશીને નમ્રતાપૂર્વક અને ધર્મપૂર્વક શરણ રહેનાર હિંદની સરકારે, મલિક મુઆઝીમ આલીજાહાના હિન્દના સ્ટેટ સેક્રેટરીની અનુમતિથી, હિન્દી સામ્રાજ્યનાં સાધનોમાથી શિક્ષણની પ્રગતિના મુખ્ય હેતુ સ્વીકારવાનો ઠરાવ કર્યો છે, અને હિન્દમા કેળવણીને જેમ બને તેમ સુલભ્ય અને જેમ બને તેમ વિસ્તૃત કરવાપર, ઘણી બસામણુ કરવા યોગ્ય એક માગણીનો સ્વીકાર કરવાને ખાતર, પોતાનુ લક્ષ આપવાનો નિશ્ચય કર્યો છે આ હેતુથી ખરેખરી લોકપ્રિય કેળવણીને ખીલવાને પચાસ લાખ રૂપીયા એકદમ ઠરાવવાની તેઓ

બક્ષામણુ ઠરે છે. અને હમણાં જાહેર કરેલી મદદમાં ભવિષ્યમાં ઘણીજ ઉદાર રીતીએ વિશેષ મદદો ઉમેરવાનો સરકારનો દૃઢ વિચાર છે.

ખુશ્કીપરના અને તરીપરના પોતાના સૈન્યે બજાવેલી ઉમદા અને પ્રામાણિક સેવાની કૃપાદૃષ્ટિએ કદર બુજી, હિન્દના પોતાના બ્રિટીશ સૈન્ય અને પોતાના હિન્દી સૈન્ય ઉભયના સર્વ નોન-કમીશન્ડ અધિકારીઓ, અને સૈનિકો અને રીઝર્વીસ્ટોની પદવી ધરાવનારાઓને શાહી હિન્દી નૌકાખાતાના તેવીજ પદવી ધરાવનારાઓને, અને લડાઈના ભાગ લેનારા, અને ભાગ લેનારા ખાતાઓના જે સર્વ જાથુકના નોકરોને, લશ્કરી ખાતાના હિસાબે પગાર આપવામા આવે છે અને જેમનો પગાર માસિક પચાશથી વધારે નથી તેમસર્વને અર્ધા મહીનાનો પગાર બક્ષિસ આપવાની સમ્રાટે મને આજ્ઞા કરી છે.

વળી મલિક મુઆઝીમ આલીજાહાએ એવું જણાવવાની કૃપા કરી બતાવી છે કે હવેથી તેમના હિંદી સૈન્યના નેક દેશી અમલદારો, માણસો અને રીઝર્વીસ્ટોને બહાદુરી દર્શાવવાને માટે વિકટોરીયા ક્રોમનો ચાંદ મેળવવાને યોગ્ય ગણવામા આવશે

મલિક મુઆઝીમ આલીજાહાના રાજ્યારોહણના દરબાર પછીના દાયકામા ઓર્ડર ઓફ બ્રિટીશ ઇંડીયાના ખિતાબની સંખ્યામા પહેલી પંકિતમા બાવન જણનો વધારો કરવામા આવશે, અને હમણાંજ આ ઐતિહાસિક પ્રસંગ નિમિતે પહેલી પંકિતમાં પંદર નવા અને બીજી પંક્તિમા ઓગણીસ નવાની નિમણુક કરવામા આવશે;

હવેથી સરહદના સૈન્યની ટુકડીઓના અને સૈનિક પો-

લીસના હિંદી અમલદારો ઉપરોક્ત પંક્તિમાં દાખલ થવાને યોગ્ય ગણવામા આવશે,

મલિક મુઆઝીમ આલીજાહાના હિંદી સૈન્યના ચેકસ દેશી અમલદારો, જેઓ પોતાની લાબી અને માનવંત નોકરીને માટે જાણીતા હોય તેઓને જેવો પ્રસગ હોય તે પ્રમાણે હવે પછી જમીનની બક્ષીસ કે જગીનની મેહેસુલનો ખાસ હક કે જમીનની મેહેસુલમા ખાસ ઘટાડો આપવામાં આવશે, અને ઇંડીઅન ઓર્ડર ઓફ મેરીટના સ્વર્ગસ્થ સભ્યોની વિધવાઓને માત્ર ત્રણ વર્ષને માટેજ હમણા અપવામા આવતો ખાસ લવાજમ, આ દરબારની મીતિથી હવે પછી એવી સર્વે વિધવાઓને તેમના મરણ કે લગ્ન પર્યંત આપવાનું ચાલુ રાખવામા આવશે.

પોતાના સનદી નોકરોની એકનિષ્ઠ અને ફતેહમદ સેવાઓની કૃપાદષ્ટિથી કદર બુઝી મલિક મુઆઝીમ આલીજાહાએ સરકારના સનદી ખાતાના જાયુક્તના સર્વ નોકરો, જેઓનો માસિક પગાર પચાશ રૂપીયાથી વિશેષ નથી તેઓને અર્ધા મહીનાનો પગાર બક્ષીસ આપવાનુ જાહેર કરવાનુ મને ફરમાન કર્યું છે

વળી મલિક મુઆઝીમ આલીજાહનું કૃપાયુકત ફરમાન એ છે કે જે સર્વ ઇસમોને દીવાન બહાદુર, સરદાર બહાદુર, ખાનબહાદુર, રાયબહાદુર, ખાનસાહેબ, રાયસાહેબ, કે રાવસાહેબના ખિતાબો આપવામા આવ્યા, હોય કે હવે પછી આપવામા આવે, તેઓને પોતાના ખિતાબ અનુસાર માનાર્થ ચિન્હ તરીકે પટાઓ આપવામા આવશે, અને મહામહોપાધ્યાય અને શમ્સ-ઉલ-ઓલમાના હાલના માનવંત ખિતાબો ધરાવનાર હૈયાત અને હવે પછી આ-

જાનારા ઇસમોને, હિંદનું પુરાતન સાહિત્યનું સારી રીતે રક્ષણ કરવા માટે વર્ષાસન બાંધી આપવામાં આવશે.

વળી આ દરબારના સ્મરણ તરીકે અને ઉત્તમ જાહેર સેવાના બદલા તરીકે, વાયવ્ય સરહદના પ્રાંતમાં અને બલુચીસ્તાનમાં જન્મપર્યંત અથવા તો સ્થાનિક વહીવટદારોની ઇચ્છામાં આવે તો એક પેઢી વધારે, ગ્રાહકને મહેસુલયુક્ત જમીનની બક્ષિસ આપ્યામાં આવશે

પોતાના શાહી હિંદી રાજાઓના ભલાની કૃપાયુક્ત ચિંતાથી મલિક મુઆઝીમ આલીજાહાએ ઢંઢેરાથી જાહેર કરવાનું મને ફરમાન કર્યું છે કે આજ પછી પોતે રાજ્યગાદીએ આવતા, કોઇ પણ નજરાણું (વડી સરકારને) કરવામાં આવશે નહીં, અને કાઠીઆવાડ અને ગુજરાતના 'નોન-જ્યુરીસડીક્ષનલ' મિલકતો વાળાઓ અને તેમજ મેવાડના ભૂમિયા મુખીઓનું હિંદી સરકારને જે પરચુરણ દેવું છે, તે હિંદી સરકારના હુકમથી માંડી વાળવામાં આવશે અને આખું અથવા થોડું પાછું વાળવામાં આવશે.

ઇમ્પીરીયલ સર્વીસના લશ્કરની કદરદાનીના ચિન્હ તરીકે બ્રિટીશ હિંદના સૈન્યમાં કેટલીક 'સુપર્ન્યુમરરી' જગાઓ આપવામાં આવશે.

બાદશાહી દયા અને ક્ષમાનો અમલ કરી મલિક મુઆઝીમ આલીજાહાએ એવી આજ્ઞા કરવાની કૃપા, ખુશીથી દર્શાવી છે કે કેટલાક કેદીઓ જેઓ (ફોજદારી) ગુનાહો અને ગેરવર્તણુકને ખાતર કાયદાની શિક્ષા ભોગવે છે, તેમને કેદખાનામાંથી મુક્ત કરવામાં આવશે, અને જે સર્વે દીવાની દેવાદારો, જેઓના દેવાઓ અલ્પ છે અને જેમના દેવા દગાથી નહીં, પણ ખરી ગરીબાઇને લીધે કરવામાં આવેલા

છે, તે સર્વેને છોડી મુકવામાં આવશે, અને તેમના દેવાં વસુલ આપવામા આવશે.

જે ઈમિમોને અને જે સરતોએ આ બક્ષીસો, હો અને લાભો ભોગવવા દેવામા આવશે તે હવે પછી જાહેર કરવામા આવશે.

દરબારનુ તમામ કાર્ય પુરૂ થતા અને કાઇ પણુ કામ બાકી નહિં રહેતા દરબાર બરખાસ્ત કરવાની અગાઉ ના મદાર શહેનશાહ બહાદુરે સિહાસન ઉપરથી ઉઠી નીચેનો અણુધાર્યો સદેશો હિદી પ્રજાને સ્વમુખે સભળાવ્યો હતો:—

## દિલ્હીમાં પાટનગર.

અમે અમારા લોકોને જણાવવાની મહેરબાની કરીએ છીએ કે, અમારા ગવરનર જનરલ અને તેની સભા સાથે મસલત ચલાવ્યા પછી, અમારા પ્રધાનોએ આપેલી સલાહ પરથી, હીંદની સરકારનુ સ્થાન કલકત્તાથી બદલી પ્રાચીન રાજધાની દિલ્હીમા બદલવાનુ છે, અને તેજ સાથે અને તે બદલીના પરિણામ તરીકે, તે સાથે અમારા સેક્રેટરી આફ સ્ટેટ ફોર ઇન્ડિયા-ઇનકાઉન્સીલ, કાર્યના પ્રવાહ અનુસાર જેમ નક્કી કરે, તેમ વહિવટના ફેરફારો અને (પ્રાંતોની) સરહદની યોગ્ય વહેચણી સાથે, બંગાળા ઇલાકા માટે એક ગવરનર, બિહાર, છોટા નાગપુર અને ઓરિસ્સાના વિસ્તારો નો વહિવટ કરવાને નવો લેફ્ટેનેન્ટ ગવરનર અને કાઉન્સીલ અને આસામ માટે એક મુખ્ય કમીસ્નર જેમ બને તેમ જલદીથી સ્થાપવાનું અમે નક્કી કર્યુ છે આ ફેરફારોથી હીંદનો રાજ વહિવટ વધારે સારો બને અને અમારા વહાલા લોકોની બદની અને સુખ વધારવાને મદદગાર થઇ પડશે એવી અમારી ઘણી આતુરતા ભરી ખાતરી છે.

ઉપલા પેગામથી બંગાળાના ભાગલા રદ થયા છે અને બંગાળા ઇલાકો બનાવવામા આવ્યો છે.

## દરબારની સમાપ્તી.

આ ઢંઢેરો વચાયાબાદ પડઘમના નાદ થયા હતા અને ના. શહેનશાહ માટે ખુશાલીના ત્રણ હર્ષનાદ મુખ્ય ચોપદારે કરાવ્યા હતા જે સઘળાએ ઉપાડી લીધા હતા. ના શહેનશાહબાનુ માટે ફરીથી તેવાજ ત્રણ હર્ષનાદ થયા હતા. બાદ ના શહેનશાહ અને શહેનશાહબાનુ તખ્ત ઉપરથી ઉભા થયા હતા અને સર હેન્રી મેકમેહોને દરબાર બરખાસ્ત થયેલો જાહેર કરતા રાજગીતનું બેન્ડ વાગ્યા બાદ ઇશ્વર રાજાને સલામત રાખોનુ રાજગીત ગવાયુ હતું અને દરબાર બરખાસ્ત થયો હતો.

તા ૭ મી નામદાર શહેનશાહ બહાદુરની દિલ્લી ખાતે પધરામણી થઇ અને તા ૧૬ મીના દિવસે બપોરે ૧ વાગે ખાસ ટ્રેઇન મારફતે દીલ્લીથી વિદાયગીરી થઇ તે દરમિયાન નામદાર શહેનશાહ તથા નામદાર શહેનશાહબાનુએ ઘણુજ આનંદથી અને મહાન મહોત્સવથી સઘળુ કાર્ય કર્યુ હતું. નામદાર શહેનશાહ બહાદુરનુ રાજ્ય અચીચળ રહો અને મધ્યાનકાળના સૂર્યની માફક તપો એવી જગત્ કર્તા પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે

આ મહાન કોરોનેશનની યાદગીરીમા નામદાર શહેનશાહે સખ્યાબંધ અમલદારો, રાજાઓ અને મદ્દગારોને માન વતા ખીતાબો આપ્યા હતા પરંતુ એ લીસ્ટ એટલુ બધુ મોટુ છે કે આખુ પુસ્તક ભરાઇ જાય તો પણ વધી પડે તેથી આ ઇલાકાના તથા કેટલાક જાણીના રાજા રજવાડાઓના માન ખિતાબોની ટુંકી યાદ આપવામા આવીછે,

**તોપોની અંગત સલામી**-ગ્વાલિયરના મહારાજા સિંધિયાને ૨૧ તોપોનું માન, નેપાળના વડા પ્રધાન મેજર જનરલ મહારાજા સર ચંદ્રશમશેર જંગને ૧૯ તોપોનું માન, અને બરવાની સ્ટેટના સરદાર રાણા રણજીતસિંગને ૧૧ તોપોનું માન આપવામાં આવ્યું છે.

**ક્રાઉન ઓફ ઇંડીઆના ઇંપીરીઅલ ઓર્ડરના** ખિતાબો લેડી કુ, ભોપાળના ના બેગમ, તથા ભાવનગરના મહારાજાના પટરાણી મહારાણી શ્રી નંદકુંવરબાને અપાયા છે.

સર સાસુન જેકબ ડેવીડને બેરોનેટની પદવી મળી છે.

**સર નાઇટ** ઓ મી૦ શાપુરજી બરજોરજી ભરૂચા, ઓ. મી૦ જસ્ટીસ દિનશા ધનજીભાઈ દાવર, રા સા. વસનજી ત્રીકમજી સુતજી, ઓ. મી૦ ઇબ્રાહીમ રહીમતુલા, મી૦ જેમ્સ બેગ્બી તે મુંબાઈ બેંકના સેક્રેટરી.

**જી સી. એસ આઇ.**-મુંબાઇના હિઝએક્ષલન્સી ગવરનર સર જોર્જ કલાર્ક, બાદશાહી કમિટીના પ્રમુખ સર જોન હ્યુએટ, બિકાનેરના ના. મહારાજા, કોટા, અને કપુરથલાના ના મહારાજાઓ, હૈદ્રાબાદના ના. નિઝામ તથા નામદાર આગાખાન

**કે સી. એસ. આઈ**-ઓ. મી૦ એમ એચ. બટલર તે વાઇસરોયની કાઉન્સીલના કેળવણીના સભાસદ, કિશનગઢના ના. મહારાજા, મી૦ આર. એ લેમ તે મુંબાઈના ગવરનરની કાઉન્સીલના ઓર્ડીનરી સભાસદ, બર્દવાનના મહારાજા.

સી. એસ. ઇ.-મી૦ જે પી ઓર તે મુંબઇના સિનિયર કલેક્ટર, મી૦ એમ બી. ચૌબલ, મુંબાઇની સત્તાધિકારી કાઉન્સીલના સભાસદ, મી૦ જી એમ. કર્ટીસ,

મુંબાઇના વિભાગી કમિશનર, મી૦ સૈયદ અલી ઇમામ, મી૦ માઇકલ કેનેડી, મુંબાઇ-ઇંડીઅન પોલીસ, લખતરના ચીફ.

**જી. સી. વી. ઓ.**–જોધપુરના મહારાજા સર પ્રતાપ સિંહજી તથા રામપુરના નવાબ સાહેબ

**સી. વી. ઓ.**–મી૦ સી. એ. કીન્કેડ મુંબાઇના જ્યુડીશીઅલ સેક્રેટરી

**જી. સી. આઇ. ઇ.**–કાશ્મીર, કોલ્હાપુર, ઉદેપુર, પતિયાલા, બોબીલી, અને કોચીનના મહારાજાઓ તથા ઢાકાના નવાબ.

**કે. સી. આઇ. ઇ.**–માઇસોરના યુવરાજ. ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભંડારકર અને રાજપીપલાના મહારાજા

**કેસર એ-હિંદનો સુવર્ણ ચાંદ**–ના. વાઇસરોયનાં પત્ની, અમદાવાદના રેવરંડ જી પી ટેલર, મુળાકના ડૉ. રાઘવેન્દ્રરાવ

**કૈસરેહિંદનો રૂપેરી ચાંદ**—મુંબાઇના આગી સરજીઅન રોખઅલી અબામ, અમદાવાદના મિસ મોતીબાઇ કાપડીઆ, આણંદના રેવ. સ્ટીલ, મુંબાઇના જાહેર બાંધકામ ખાતાના આર. ટી, હેરીસન.

**રાવબહાદુર**—રાવસાહેબ વિષ્નુ બર્વે મુંબઇ ઇલાકાના રિટાયર્ડ સબ ઇજીનીઅર, મુંબાઇના કસ્ટમના આગી કલેક્ટર મી૦ સદાનંદ ત્ર્યંબક ભંડારે, ખેડાના મી૦ ભુલાભીરામ બાપુજી ત્રિવેદી, અમદાવાદના મી૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, મી૦ રમણભાઇ મહિપતરામ નિલકંઠ, અને વડોદરા રાજ્યના મેન્સ્રસ સુપ્રિન્ટેન્ડેન્ટ મી૦ ગોવિંદભાઇ હાથીભાઇ.

ખાન સાહેબ—મી૦ જાલ ડોસાભાઇ દુબાશ, મુંબાઇના પોલીસ ઇન્સ્પેક્ટરો મેશર્સ ઇનાયતખાન ચાંદખાન અને ઇમામ મહમદ

ખાનબહાદુર—ખા. સા. માણેકજી પાલનજી પોલ, સુરત અને ભરૂચ, મી૦ નસરવાનજી રૂસ્તમજી મહેતા કરાચી, ભરૂચના એકસાઇઝ ઇન્સ્પેક્ટર ખા સા. દેલર હુસેન, મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજના પ્રોફેસર મી૦ ફરદુનજી મનચેરજી દસ્તુર મુંબઇના આસી. સરજ્યન મી૦ રૂસ્તમજી જમશેદજી કાપડીઆ, મુંબઇની પેપર કરન્સી ઓફીસના તીજોરર મી૦ એદલજી ભીખાજી કુમાના.

ઇશ્વર મલીક મુઆઝમનું રક્ષણ કરો.





# પ્રકરણ ૮ મું

## દેશાવર ખાતે ધામધુમ.



ખ્યત શહેરો અને હિંદના તમામ નાના મોટાં ગામોમા શહેનશાહી કોરોનેશન નીમીતે થયેલી ધામધુમોનો સંપૂર્ણ હેવાલ આ પુસ્તકમાં આપવાનો હતો પરંતુ આગલા પ્રકરણોમાં ઘણીજ અગત્યની હકીકતો ધાર્યા ઉપરાંત વિસ્તાર પૂર્વક લખાયાથી અને દેશાવર ખાતે થયેલ મ્હોત્સવની ટીપ ઘણીજ મોટી હોવાથી તેનુ એક આખુ પુસ્તક થાય તેમ છે, એટલુ છતા તે ઝાઝી ઉપયોગી નથી તેથી અમે તે વિષય મુકી દેવાનુ યોગ્ય વિચાર્યું છે તો પણ જે એજન્સીની અંદર નામદાર શહેનશાહ બહાદુરના કોરોનેશન દરબારનું યાદગાર પુસ્તક બહાર પડે છે અને જે રૂપાલ જે સ્ટેટના નામદાર ઠાકોર સાહેબ શ્રી હમીરસિંહજી સાહેબની શીતળ છાયા નીચે આ પુસ્તકનો લેખક માનભરી નોકરી કરી બ્રિટિસ સામ્રાજ્યની અમર કિર્તિ ગાનારૂ પુસ્તક પ્રકાશમા મુકે છે તે એજન્સીના હેડક્વાર્ટર સાદરા અને લેખકની નોકરી વાળું સ્ટેટ રૂપાલ એ બે સ્થળે ઉજવાયેલા મહોત્સવનો હેવાલ આ નીચે આપી આનંદ માનવામા આવે છે

### સાદરા.

કોરોનેશનના દીવસે મહીકાંઠાના બાહોશ પોલીટીકલ એજંટ નામદાર જે, ડબ્લ્યુ બી મેરી વેધર સાહેબ બહાદુરે કેરીમ પ્રેવેલીયનમા દરબાર ભર્યો હતો તે પ્રસંગે મા-

સુસા, વરસોડા, આમલીઆરા, વામણા, કડોલી અને દાપાના રાજકર્તાઓ તથા એજન્સીના નાના મોટા સઘળા આગેવાનો ઉપરાંત વકીલ મંડળ અને શહેરના સભાસદ ગૃહસ્થોએ ઉમંગથી હાજરી આપી હતી. નામદાર પોલી એજંટ સાહેબ દરબારમા પધારતા પોલીસે હથીયાર નમાવી માન આપ્યુ હતું બેઠક લીધા બાદ મે. પોલી. એજંટ સાહેબે બાદશાહી ઢંઢેરો વાચી સંભળાવ્યો હતો જ્યારે હજુર ડે આસી પોલી એજંટ મહેરબાન દુલેરાય બાપુએ તે ઢંઢેરો ગુજરાતીમા વાચી સંભળાવ્યો હતો તે પછી માલપુરના હાલના ગાદીજી સાહેબને આસી. સેશન જજના પાવરનો તથા કટોસણના ઠાકોર શ્રી તખ્તસિંહજીને ત્રીજા વર્ગના તાલુકદારની પદવીએ ચડાવ્યાનો અને સુદાસણાના ઠાકોર શ્રી પૃથ્વીસિંહજીને ત્રીજા વર્ગના તાલુકદારનો અખત્યાર આપ્યાના સરકારથી આવેલા ખરીતા આપવામા આવ્યા હતા એટલુંજ નહિ પણ મહીકાંઠાના ડી. ડી. આસી. પોલી એજંટ મહેરબાન વી જી ગડકરી તથા એજન્સી પોલીસના હેડકવાર્ટર ચીફકોન્સટેબલ અને રીસાલદારને સારી નોકરીના નામદાર મુંબાઇના ગવર્નર સાહેબની સહીવાળાં આવેલા સર્ટીફીકેટો એનાયત કરવામા આવ્યા હતાં. પાણુ-આના નામદાર રાઓલજી સાહેબે ઇંગ્રેજીમા ભાષણ કર્યું હતુ જેનું ભાષાંતર સુદાસણાના નામદાર ઠાકોર શ્રી પૃથ્વીસિંહજી સાહેબે ગુજરાતી ભાષામા વાચી સંભળાવ્યુ હતું. બાળકોને મેડલ તથા મીઠાઇ વહેંચવામા આવી હતી તથા રાત્રે રોશની કરવામા આવી હતી અને આતસબાજી છોડવામા આવી હતી

આ પ્રસંગે ઇડરના રાજકવી વીજાપુરના રહીશ કવીરાજ દોલતરામ મગનજીએ કવીત ગાય બનાવ્યા હતા ...

બાર મંડપમાં તેમને ખુરશીની બેઠક આપવામા આવી હતી.

કવીરાજે કહેલા કવીત તથા દોહા વગેરે:—

। દોહા ॥

સન અઠાર પાંસઠકે, જુન તિજીકે રોજ ॥
જન્મ પાંચમે જોર્જકાં, માંણુ મજાર મોજ ॥ ૧ ॥

॥ છપ્પે ॥

ઇંગ્લિસ અરૂ ઇંડિયા, બ્રિટિસ સરકાર બહાદુર ॥
મલિકા માયા ઝમા, પ્રબલ તપ અમલ મહા દુર ॥
પેન્સવેલ્સ તે હિપાટ, ભએ સેવંન્થ એડવર્ડ ॥
'તાહિ તખ્ત નિશીન, જોર્જ પચમ કો ભાગવડ ॥
સેંનસાહ કાયમ બિરદ, નેક હુકમ દસ દિસપર ॥
દૌલત અનંત ચક્રવર્ત્તિ સો, ભયોસુયસ બહુમ ડભર ॥ ૨

॥ કવિત્ત ॥

યુધષ્ટિરકી ગાદિએ આદિ અસ્તનાપુર હો.
પિછે પાત સાહ ભએ વાકોં યહાં નાં ગિને ॥
મલિકા માયા જમાકો, એડવર્ડ સેવથ મો.
વાકે પાટ જોર્જ પાંચમેકિ જયતિ ભને ॥
હિંદકે તમામ રાવરાના ખાન ખાના આદિ.
દૌલત મનંત વરનનતેં નહિ વનેં ॥
ઇંદ્રતેં અધિક સોભા એઇ સેનસાહતકિ.
દિલ્હિ દરબારકો, ડિમાગ દેખવેવને ॥ ૩ ॥

॥ ૩ ॥

કાશમિર, કાશિ, કચ્છ ઇતેં કલકત્તે તાંઇ.
કાબલકું ન્હારપાર, ચિનલોં અટકામેં ॥
આફ્રિકા, યુરોપ, આસ્ટ્રેલિયા, અમેરિકા આદિ.
પારહે જહાં નહિ કે ઓનકે અનકામે ॥

એક નામદાર જ્યુકે ન્યાયકિ અદ્‌ભુતાઈ.
પક્ષ પાતકાહુ કિનહે તરાવરં કામેં ॥
દૌલત ભનત સેનસાહુ પંચ જોર્જ હિકે.
દિલ્હિ બિચ ડંકા હોત શંકા હોત લંકામેં ॥

॥ ૪ ॥

તારીખ બારરૂ માસ યહુ-સન ઓગણિ અગિઆર ॥
દિલ્હિ તખ્ત દરબાર કિય, સેનસાહુ સરકાર ॥

॥ ૫ ॥

મુંબાઈ પ્રેસિડેન્સિ, માહુકાંઠા મેરી વેધરને.
પ્રતિનિધિપને જ્યુકી, ફર્જકોં અદા કરી ॥
પોલેટીકાલ. પ્રતિનિધિ પાતસાહી બંદ.
શ્રેષ્ટ સિરદારનકી ઉચિત સભા ભરી ॥
ગામ ગામ ધામ ધામ મિલકેં તમામ જન.
જયતિ ઉચારે જોર્જ પચમકિ ઓચ્ચરી ॥
દૌલત ભનત ધન્ય માસ તિથિ સંમતકી.
ઐસીનાં ઉછાહુ ભરી ઔર દિનકી ધરી ॥

દૌલતરામ-મંગલજી કવિ.
ઇડર વિજાપુર.

## રૂપાલ મહીકાંઠા.

બાદશાહી દરબારની ખુશાલીનો દિવસ જાહેર કરવા સવારે સૂર્યોદય સમયે નોબત કરી ૧૦૧ બહાર કરવામાં આવ્યા હના બપોરે ૧૧ વાગે ભવ્ય મંડપમાં દરબાર ભરવામા આવ્યો હતો તેમા ભાગ લેવા તાલુકાના બધા ગામોના સદ્‌ગૃહસ્થોને આમંત્રણ કરવાથી સઘળાએ ઉમંગથી ભાગ લીધો હતો ૧૧-૪૫ નામદાર ઠાકોર સાહેબે દરબાર મંડપમાં પધારી નામદાર શહેનશાહ બહાદુરની છબી સિંહાસનપર પધરાવી હતી. બરાબર ૧૨ વાગતા બાદશાહી

ઢંઢેરો નામદાર ઠાકોર સાહેબના હુકમથી મુખ્ય કારભારી ( આ પુસ્તકના લેખક ) દામોદર રેવાદાસે વાચી સભળાવ્યો હતો અને તે વચાઇ રહેતા ૧૦૧ બહાર કરવામા આવ્યા હતા નિશાળની બાળકીયો ત્યા બાળકોએ સુદર ગાયનો કર્યા પછી રાજકવીમીર સરદાર મીરૂએ નામદાર શહેનશાહ નીમીતે રચેલ હરી ગીત છદ ગાયો હતો. તે પછી બાળકીઓને ફેનસી ઓઢણીયો ત્યા મીઠાઇ અને બાળકોને એક એક ટોપી એક એક મેડલ અને મીઠાઇનાં પડીકા વહેંચવામા આવ્યા હતાં એટલુજ નહિં પણ મહાન યાદગાર તરીકે આ સ્ટેઇટ તાબાના સઘળા ગામોએ તમામ વસ્તીમાં ઘર દીઠ મીઠાઇ વહેંચવામા આવી હતી સાજરે રૂપાનના શેઠ કસ્તુર મોતીચદે સ્કુલના વિદ્યાર્થીઓ તથા બાળાઓને લાડુ દાળભાતનુ જમણ આપ્યુ હતું રાત્રે દરબારમા ઇવનીગ પાર્ટીનો મેળાવડો કરવામાં આવ્યો હતો ચા, પાન, સોપારી અને ગમત થયા બાદ આતસ બાજી છોડવામાં આવી હતી આ વખત દરબારી સઘળા મકાનોએ અને ગામમા પ્રજા વર્ગને ત્યા ભભકા બંધ રોશની થઇ હતી.

રાજકવીમીર સરદાર મીરૂએ ગાયેલ હરીગીત છદ વાચવા યોગ્ય હોવાથી આ નીચે આપવામા આવ્યો છે.

## હરીગીત છદ

પધારી જ્યૉર્જ પાંચમા, જઇ બેઠા ગાદી બાદશાહ;
તે શમય તણું વરણન કહુ છું, આણી મનને હું ઉત્શાહ.
ઘણી ધામ ધુમી ધરણપર, વરણ વરણમાં વધાઇ છે;
વળી બેન્ડ વાગે વેગમાં, છતીરીસ રાગ છવાઇ છે.
પુત્ર અને પરિવાર લૉર્ડ, ગવરનરો આવ્યા ઘણા;
મહિપતીઓની મળી મેદની, તે શોભામાં કઇ નહિ મણા
જય જય મુખથી જન શહુ, આશીષ દીએ છે આપને;

સુખે રહો જયૉર્જ શહેનશાહ, ટાળી વિઘ્નના તાપને.
વળી વિજળીનાં લાઇટજે, ચળકાટ કરતાં ચોકમાં;
સરઘસ બાનુ' શહેનશાહનું, ઘણાક જોતા ગોખમાં.
યુરોપીયનો ઉભા હતા, બંદુક પકડી હાથમાં,
ઇંગ્લૅડથી આવ્યા હતા, આ સમય આપની સાથમાં.
સુરાજે શર પરતાપ, એડી કેંમ્પ સાથે ઓપતા;
સીલેંટરી મેન મહિપતી, સરઘસમાં અતિ શોભતા.
દેખાવ શ્રેષ્ટ દરબારનો, જે દિલ્હી વિષે દિપાવીઓ;
જેમ પ્રથમ વખતે પાંન્ડવોના, જેવો ઠાઠ જમાવીઓ.
ગાયોજ હરિ ગીત, ચિત્તથી ચાહ દિલ્હી દરબારનો;
કહે છે સરદારસીર, ધરીને ધીર શ્રેષ્ટ સરકારનો.

## જય જય જય બ્રિટિસ સામ્રાજ્યનો જય

---

( ૭ જાતનાં સુગંધીદાર તેલોનું )

ફેન્સી હેરઓઈલની ૭ શીશીઓનું

# નમૂનાનું બાક્સ.

( વાળને સુંદર અને સુવાળા બનાવનાર તેલોનું )

બનાવવામાં આવ્યું છે,

કીંમત ટપાલ સાથે ૦-૫-૦.

---

આઠ જાતના ઉંચા અત્તરની આઠ શીશીનું

# નમૂનાનું બાક્સ.

કીમત ટપાલ સાથે રૂ. ૦-૧૦-૦.

કીંમત આવ્યેથી મોકલવામા આવશે. ઉપરના આઠ અત્તર કીંમતી અને ઉમદા છે ફક્ત નમૂના જોવા સારૂજ જુજ કીંમત રાખી છે. નહી તો તેની ખરી કીંમત રૂ ૦-૮-૦ થાય તેમ છે ઓછથી વધારે મોકલવામા આવશે નહીં ને માલમ પડશે કે ફરીથી મગાવવા આવ્યુ છે તો તેના પૈસા પાછા મોકલવામા આવશે મગાવનારે પોતાનુ પુરૂ નામ, ગામ તાલુકો, જીલ્લો, સ્પષ્ટ અક્ષરથી લખવો વધુ વિગત માટે કેટલગ જુઓ:

☞ નમૂનાના બે બાકસ ફેન્સી હેર ઓઇલ અને અત્તર સાથે મગાવવામા આવે તો તેની કીંમતના રૂ. ૦-૧૩-૦ લ્યે મોકલી આપવામા આવશે પૈસા મનીઓર્ડરથી મોકલવાને કુપનમા નામ ઠેકાણું તથા મગાવેલ નમૂનાની પૂરી હકીકત લખવી, તેમ કરવાથી પૈસા ગેરવલે જવાનો સંભવ રહેશે નહીં.

સુચના—ઘણી વખત કાગળો ગેરવલે જાય છે કવરમા ટીકીટ મોકલવાથી રૂ ૦)ના ખરચ પડે છે અને મનીઆર્ડર મોકલવાથી રૂ ૦)૧ પડે છે માટે મનીઆર્ડરથીજ મોકલવા અમારી ખાસ ભલામણ છે.

લાલા બિશનદયાળ ધરમદાસ.

જુમામસીદ-અમદાવાદ.